ॐ

स्व० त्र्यंबक- वर्ष १ लुं.
स्मारक ग्रंथमाला. पुस्तक १ लुं.

# રાજા રામકૃષ્ણ

અથવા

# રમણીની રણભૂમિ.

( સચિત્ર-ધાર્મિક-ઐતિહાસિક નવલકથા )

પ્રયોજક,
(સ્વ૦) ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

પ્રકાશક,
લાભશંકર જીવરાજ જોશી

વ્યવસ્થાપકઃ-સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા.
ખાડીઆ, દેસાઇની પોળ,-અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૧૦૦.

ટંકશાળમાં ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ
કંપની લિમીટેડમાં શાહ મોહનલાલ ચીમનલાલે
છાપ્યું, અમદાવાદ.

સંવત ૧૯૭૮. ઈ ૧૯૨૨.

કિંમત છૂટક રૂ. રૂ. ૩-૦૦

## ગુજરાતનો યજ્ઞ કુંડ

( પદ—"ભારતી ભેયારે શંખ સુણ્યો ન હજી શું ?"—એ ચાલ. )

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
આવો, પૂરા રે, ખમવા દુઃખના ચીરા !—( ધ્રુવ )
કડકડ ફૂટે ક્રોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે
ઝળઝળ જ્વાળા વ્યોમ જળાવે. ઉભા રહો દૃઢ વાટે ! દુઃખમાં.
નથી પડવું યાહોમ કરીને આજે અંધ શૂરાનું;
નથી અબળને દમવું; આ છે જડચેતનનું લ્હાણું ! દુઃખમાં.
સત્યજ પ્રભુના પ્રાણ અમારાં, સત્યજ અંગ અમારાં;
સત્યજ રક્ત વહો અમ નસમાં, સત્યજ વ્રત અમ ન્યારાં ! દુઃખમાં.
માયા સૌ ઘર બાર તણીને સુખની ડાળી દફની;
આત્મ શૌર્યનાં શ્વેત સજ્યાં પટ, ના કાયરની કફની: દુઃખમાં
પાય પડ્યા, વિનવ્યા કંઇ કંઇ, શું હૃદયહીણને રટવું ?
હવે પડ્યા, રગડાયા રણ ત્યાં ના હઠવું ના હઠવું ! દુઃખમાં.
ભારત દુઃખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફુલે ?
ઓ ભારત ! નાઘ પાર ઉતરજો અમ શબ્દગને પૂલે ! દુઃખમાં.
વાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;
નવલખ આંખે વ્યોમ રૂવે પણ પાછું જૂએ ન મરણીઆ દુઃખમાં.
એજ અલખની ધુન અમારી, મૂગે મુખે દુઃખ સ્હેવું.
બેડીની જડ જડતાં આર પણ આખર રોશે એવું: દુઃખમાં.
કીર્તિ અમોલી ભારત ફરી આજ અમારે હાથે.
ઓ વીરા ! જગને ભૂલવવી આ ગરવી ગુજરાતે ! દુઃખમાં.
ધર્મ ક્ષેત્ર એ, કર્મ ક્ષેત્ર એ, રણક્ષેત્ર અનેરૂં !
જયજય કોને ભાગ્ય અટલ એ પુણ્યજ ભારત કેરૂં ? દુઃખમાં.
દુઃખમાં ગાજો પૂરા રે, સત્ય પ્રેમ રસ ધીરા દુઃખમાં.

ખબરદાર.

# અર્પણ—પત્રિકા.



વિશ્વવંદ્ય—

મહાત્મા ગાંધીજી,



આપના સત્ય ટેક અને સ્વદેશ ભક્તિ જે આખા વિશ્વને વિદિત છે, તેથી મુગ્ધ થઈ મારા બન્ધુનો આ—અંતિમ ગ્રંથ આપના ચરણકમળમાં રજૂ કરૂં છું.




દાસાનુદાસ

લાભશંકરના વંદન.

ॐ तत्सत् परमात्मने नमः

# પ્રસ્તાવના.

—(*)—

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

ઉલ્લંઘે ગિરિ પાંગળો, મુંગો ગાયે છંદ;
જે કરૂણાથી તે નમું, માધવ પરમાનંદ.

આ પુસ્તકના મુખ્ય નાયક રાજા રામકૃષ્ણ છે, તેને અર્ધ બંગાળાના અધિશ્વરી મહારાણી ભવાનીએ દત્તકપુત્ર તરીકે ગ્રહણ કરી, પોતાનું નાટોરનું રાજ્ય સુપ્રત કર્યું હતું. રામકૃષ્ણનું ધાર્મિક જીવન, યોગમાં પૂર્ણ પ્રીતિ અને પરમાત્મામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. તે વખતે કેટલાંક 'ઇસ્ટ–ઇન્ડિયા–કંપની' ના અમલદારોનાં અસહ્ય અત્યાચારોથી કંટાળી, પોતે પોતાનું સર્વસ્વ ત્યાગી યોગમાં લક્ષ્ય ખેંચ્યું હતું.

તે ઉપરાંત મહારાજ નંદકુમાર અને નવાબ મીરજાફરનું એક સત્ય ચિત્ર આપણને મળી આવે છે. જે પરથી આપણને ભાન થાય છે કે, 'કરણી તેવી પાર ઉતરણી' જેઓ દેશદ્રોહી બની પોતાના દેશનું અનિષ્ટ ઇચ્છી, કેવી કવી વિપત્તીઓ સહન કરી, સ્વમાન ગુમાવી, અંતે દુઃખોને યંત્રણા સહન કરી સદાને માટે પોતનાં કરેલાં કુકૃત્યો મૂકી, ભારતના ઇતિહાસમાં પોતાનું નામ વગોવી ગયાં.

તેમજ ત્યાં તેમના વખતમાં હમેશાં સાધુ સંન્યાસીઓ એકઠાં થતાં, ત્યાં હંમેશાં હોમકુંડો સળગ્યા કરતાં ત્યાં હમેશાં મહાત્માઓ તત્ત્વકથાનાં વિવેચનો કરતાં અને કોઈ કોઇ ચક્ષુ મીંચી પરમાત્માના ધ્યાનમાં મશગુલ રહેતાં. ટુંક મુદતમાં કેવું પરિવર્તન ! કેટલો ફેરફાર ! !

હિન્દમાતાના જે સંતાનોને પ્રથમ અન્નપૂર્ણાદેવી પ્રસન્ન હતી, તેજ માતાના સંતાનોને આજે હાય અન્ન! હાય નોકરી!! હાય ગુલામી. એવી એવી અનેક ચિંતાઓ રાખી ઉમેદવારીની આશાઓમાં કાંતો પારકાપર આધાર રાખી દેશ દેશાંતરમાં ભટકતાં ફરવું પડે છે. હાય ભારત! આજ ત્હારી આ દશા! એક દિવસ ત્હારો એવો પણ હતો કે, ભારતવર્ષ આખી દુનિયામાં શ્રેષ્ટ ગણાતું ત્હેનીજ આવી દુર્દશા!!

મારા અલ્પ પ્રાણીની પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે કે, 'આજ સુધીમાં ત્હેં ભારતભૂમિમાં અનેક મહાન નર અને નારી રત્નો ઉત્પન્ન કર્યાં છે. એવાં એવાં અનેક રત્નો ફરી ફરી ઉત્પન્ન કરી ભારત દેશનું ગૌરવ વધાર!'

આ પુસ્તક મૂળ બંગાળી ભાષાના વિદ્વાન લેખક 'દુર્ગાદાસ લાહિડી'નું 'રાજા રામકૃષ્ણ' એ નામે પુસ્તકનો અનુવાદ છે. મારા સ્વ૦ બન્ધુએ આ પુસ્તકનું નામ 'રમણીની રણભૂમિ' એ રાખ્યું હતું પરંતુ સમયાનુસાર મારે આ નામ કાયમ રાખવું પડયું છે. આ સ્થળે મૂળ લેખક મહાશયનો મારા સ્વ૦ બન્ધુનાવતી આભાર માનું છું.

વાચકબન્ધુ! આપની પ્રત્યે મારી નમ્ર વિનંતી છે કે, આપે મારા બન્ધુના અવસાન પછી દરેક પુસ્તકમાં જેવી રીતે પ્રોત્સાહન આપ્યું છે, તેવીજ અમારી ગ્રંથમાળામાં આપનું નામ નોંધાવવા કૃપા કરશો. હવેનાં મારા પ્રથમના કાર્યમાં વિશેષ પ્રોત્સાહન મળશે તો તે સાથે આપને ખાત્રી આપુંછું કે, મારાથી બને તેમ સારાં અને જીવનમાં વિશેષ ઉપયોગી થઇ શકે તેવાં પુસ્તકો તૈયાર કરી-કરાવી આપને બને તેટલી ઓછી કિંમતે લાભ આપવા મહેનત ક-

રીશ. આ પછી હું અને મારા મિત્ર મહાશંકરભાઈ મળી, ગ્રંથમાળાનું બીજું પુસ્તક 'સિરાજુદ્દૌલા' તૈયાર કરી ગ્રાહકોને આપીશું.

પ્રુફોમાં કોઇ કોઇ સ્થળે ભૂલો રહી ગઇ હોય તો તે દરગુજર કરવા કૃપા કરશો. કારણ કે તે અહીંથી સુધારી મોકલાતાં હતાં.

અંતે તે મારા બન્ધુના અપૂર્ણ પુસ્તકો જેટલાં જલ્દી બની શકે તેટલાં તૈયાર કરાવી વાચકવર્ગમાં લાભ લેતાં કરી શકું, તે માટે અનંતનામી પરમ કૃપાળુ પરમાત્માને વંદન કરી અહીંજ વિરમું છું. અસ્તુ !

રામનવમી
કાલબાદેવી.
મુંબાઇ.

વિનીત.
લાભશંકર જીવરાજ જોશી.



# અનુક્રમણિકા.

## પ્રથમ ખણ્ડ.



## દ્વિતીય ખણ્ડ.

## તૃતીય ખણ્ડ.

## ચતુર્થ ખણ્ડ.



## પંચમ ખણ્ડ.

## ષષ્ઠ ખણ્ડ.





ઘરનો શણગાર ? જીવનના સાચા મિત્રો !

## ઉમદા જ્ઞાન આપનારાં નવાં નવાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| રાજા રામકૃષ્ણ... ... | ૭ા | ભારત લોકકથા ભા. ૧ થી ૯ | ૧૮ |
| કરૂણા કુમારી ... ... | ૩ા | એમ. એ. બનાકે... ... | ૨ા |
| ગોહીલ વીર હમીરજી ... | ૨ા | વિલાયતિ વિલાસમાં દેશા-નબાબ ખલાસ... ... | ૨ા |
| દક્ષિણનો વાઘ ... ... | ૩ | | |
| વીર અને વીરપૂજા ... | ૨ા | સાધુ કે શયતાન... ... | ૨ા |
| સોનેરીશીર ... ... | ૨ | ચુડેલનો વાંસો ... ... | ૪ |
| રસમંદીર ... ... | ૩ા | નવો જમાનો અમૃત કે ઝેર | ૪ |
| રીચમંડવિલાનોવારસ... | ૨ા | વેરની વસુલાત ... ... | ૩ા |
| બુલબુલ... ... ... | ૩ા | જુનું નર્મદા ... ... | ૪ |
| પ્રેમપીંજર કે ખૂનીખંજર | ૨ા | કમલાના પત્રો ... ... | ૨ |
| કલંદરનીકટાર ભા.૧-૨-૩ | ૯ | જુલ્મી જાલીમ ... .. | ૩ |
| ઝેરીઝમાનો ભા. ૧-૨૩-૪ | ૧૧ | શ્રીમતિ વિજયા ... ... | ૩ |
| પ્રેમની ખુમારી ભા. ૧-૨ | ૬ | શ્રીધરીગીતા ... ... | ૧ા |
| બંસરી માલા ... ... | ૩ | પંચરત્નગીતા ... ... ... | ૧ા |
| કુસુમકુમારી ... ... | ૧ા | ગટુલાલજીની ગીતા .. | ૧ા |
| મડમ કે મધુરી ... | ૨ | કાવ્યમાધુર્ય ... ... ... | ૨ા |
| કબીર કાવ્ય ... ... | ૩ા | મુંબઇના તોલમાપ ... | ૪ |
| નારાયણ ગદ્યગંગા ... | ૩ા | ડીટેકટીવ હારમાળા ... ... | ૩ |
| ઝાંશીની રાણી ... ... | ૩ | ભાગવત મોટું ... ... ... | ૧૦ |
| રતિસુંદરી ... ... | ૨ા | સ્વરાજ્યને પંથે ... ... | ૨ા |

| | | | |
|---|---|---|---|
| ગોરા ભાં. ૧-૨ ... | ૬॥ | મધુરાણી ... ... ... | ૩॥ |
| પૃથુરાજ ચહુઆણ ... | ૩ | ભજનસાગર ... ... ... | ૩ |
| પતિવ્રતા સતિઓ ... | ૩ | ગોરૂં વિલાયત ... ... ... | ૫ |
| કુમુદ કુમારી ... ... | ૩ | નખરાબાજ નશીબ ... ... | ૪ |
| ગુજરાતની જુની વાર્તાઓ | ૩ | માકી ચવીત્રી ... ... ... | ૪ |
| ગુલઝાર ... ... | ૩ | બોસ્તાનનું બુલ બુલ ... ... | ૫ |
| ઘેલી કુસુમ ... ... | ૨॥ | ગુલવાડીનું ગુલાબ ... ... | ૪ |
| સુરાદેવી ભા. ૧-૨-૩ | ૬ | સરસ્વતી ... ... ... ... | ૧॥ |
| દગાબાજ દુનીઆ ... | ૨। | સુશિક્ષિત સ્ત્રી ... ... ... | ૧ |
| ભયકર ભદ્ર ભા. ૧-૨ | ૬॥ | કર્મબંધન ... ... ... | ૧॥ |
| સયતાનસદનડીટેકટીવવાર્તા | ૨ | નોકરીનો ઉમેદવાર ... ... | ૧॥ |
| રાજા દેવીદાસ ... ... | ૩ | મંદરીકા ... ... ... ... | ૩ |
| નાદીરનો દોરદમામ ... | ૨॥ | પૃથુકુમાર ... ... ... ... | ૨॥ |
| રતિશાસ્ત્ર કીંવા કોકશાસ્ત્ર | ૩॥ | સંસારી કે સંન્યાસી ... ... | ૧॥ |
| મહાકાળીનું ખડ્ગ ... | ૨॥ | આજકાલનું હિંદુસ્તાન | |
| કલ્યાણી ... ... ... | ૨॥ | ભાગ ૧ થી ૩ ... ... | ૯ |
| રજપુતોની રંગભુમી ... | ૨॥ | લતા લલીતા ભાગ ૧ થી ૫ | ૮॥ |
| કંલકીત કુમારીકા ... | ૨॥ | કુંજકીશોરી ... ... ... | ૨। |
| બિરાતે આલમગીરી | ૩ | તરૂણ તપસ્વીની ભાગ ૧-૨ | ૬॥ |
| સત્ય ધર્મજ્ઞાન શિક્ષા | ૨ | અબલાની આત્મકથાઓ ... | ૨॥ |
| કુમુદચંદ્ર ભાગ ૧... | ૧॥ | રાક્ષશોની રતીક્રીડા ... ... | ૨॥ |
| દશ લાખનો દલ્લો ... | ૨॥ | કાશ્મીરનો કેસરી ... ... | ૧॥। |
| કમનશીબ લીલાભાગ૧-૨ | ૫॥ | ન્યાયના ખુનમાં નીતિ ... | ૨॥ |

| | | | |
|---|---|---|---|
| અમતમાં ઝેર ... ... | ૧ાા | સંસાર કે નરકાગાર ... ... | ૧ાા |
| સ્રીમય સંસાર... ... | ૧ાા | મધુમાલતી ભાગ ૧–૨ ... | ૪ |
| કલંકીત કાઉન્ટેસ ... | ૩ | ગેબી ખૂન ... ... ... ... | ૨ાા |
| વિશ્વ લીલા ... ... | ૨ | વસંત વીજય ભાગ ૧ થી ૪ | ૧૨ |
| એ ભેદી ઉર્ફે ભરમભર્યો | ૨ | કામરૂદેશની કુટીલ કામની. ... | ૨. |
| ડીટેકટીવ. ... ... | ૪ | પીશાચીની કે પ્રેમદા ... ... | ૧ાા |
| પ્રેમદાદેવી ... ... | ૨ | ભેદક ખૂન ... ... ... ... | ૧ |
| રાજયોગી ભા. ૧–૨ | ૮ | પદ્મલતા ... ... ... ... | ૨ાા |
| પીશાચમંદીરભા.૧–૨ | ૬ાા | ભયંકર પ્રાયશ્ચિત... ... ... | ૨ |
| કરણઘેલો ... ... | ૨ | કુતરો કે કાળ ... ... ... ... | ૨ |
| દીવાને સાગર ... | ૩ાા | અંગના કે દેવાંગના ... ... | ૧ાા |
| સૌંદર્યવિજયભા.૧થી૫ | ૧૨ાા | ભવાનીનો ભોગ ભાગ ૧–૨ ... | ૩ાા |
| કલાપીનો કેકારવ ... | ૫ | મહારાજા પ્રતાપાદીત્ય ... ... | ૨ |
| કલાપીનો વિરહ ... | ૨ાા | મૃગલોચની ભાગ ૧ થી ૧૦ ... | ૨૨ાા |
| પંચામત ... ... | ૧ાા | કુંદન કુસુમ ભાગ ૧ થી ૮ | ૧૦ |
| સ્રીધર્મ ગીતા ... | ૨ાા | કબીર કાવ્ય ... ... ... | ૩ાા |
| અનંત વીપ... ... | ૩ | ભેદી ખજાનો ... ... ... | ૨ાા |
| અઠંગઉઠાઉગીર ભા. ૧-૨ | ૫ | ચુડેલનો ચમત્કાર ... ... ... | ૩ |
| મહારાજ લાઇબલકેશ | ૨ાા | બહાદુર બાળા ... ... ... | ૩ |
| એંગીકેસઅનેવારંટલીલા | ૨ | ભાગ્યચક્રનો મહામંત્ર ... ... | ૨ાા |
| વિવિધ સુખાભાસ... | ૪ | કાળ રાત્રીનું ખૂનીખંજર | |
| કીશોરસીંહભાગ૧થી૩ | ૮ | ભાગ ૧–૨ ... ... ... | ૬ |
| સતિ મંડળ ભાગ૧–૨ | ૮ | પંદર લાખ પર પાણી ... ... | ૧ાા |

ॐ तत्सत् परमात्मने नमः

# રાજા રામકૃષ્ણ

ખણ્ડ ૧ લો

विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥

—श्रीमद्भगवद्गीता ।

"સર્વ કામ (=આસક્તિ) છોડીને જે પુરૂષ નિઃસ્પૃહ થઇને વ્યવહારમાં વર્તે છે, અને જેને મમત્વ અને અહંકાર નથી તે પુરૂષને શાન્તિ મળે છે."



ॐ तत्सत् परमात्मने नमः

# રાજા રામકૃષ્ણ

અથવા

# રમણીની રણભૂમિ

પ્રથમ ખણ્ડ

---

विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ ”

—श्रीमद् भगवद् गीता

“ જે પુરુષ-પ્રવર યાવતીય કામ્ય વસ્તુનો પરિત્યાગ કરીને અપ્રાપ્ય વિષયમાં સ્પૃહા-રહિત, અહંકાર શૂન્ય અને મમતા વિહીન થઇને વિચરણ કરે છે, તેજ કૈવલ્યરૂપ પરમ ધનનો અધિકારી થાય છે.



## પ્રથમ પરિચ્છેદ.

### બંધન-મોચન

" बालो युवाश्च वृद्धश्च यः करोति शुभाशुभम् ।
तस्यां तस्यामवस्थायां भुङ्क्ते जन्मनि जन्मनि ॥
—व्यासवाक्य ।

——:o:——

" આહા ! બાંધ નહિ ! બાંધ નહિ ! છોડી દે-છોડી દે ! "

" હું પાળીશ ને ! "

" બંધનમાં મહા દુઃખ છે ! બંધન મુક્ત કરી દે. જોતો નથી, પંખી કેટલું બધું રડે છે ? "

" હું એની સંભાળ રાખીશ, પાંજરામાં પાળીશ. સારૂં સારૂં ખાવાનું આપીશ અને ઘણુજ સ્નેહથી ચાહીશ ! "

" નાહાન બાળક ! પંખી અનંત આકાશના ખુલ્લા વાયુની ગોદમાં વિચરણ કરે છે; બંધનથી તેને કેટલું કષ્ટ થાય છે, તે તું શું સમજે ? છોડી દે-છોડી દે. "

" છોડી દઉં શા માટે ? મેં તો પંખીને ખરીદ્યું છે. કષ્ટ શા માટે આપીશ ? મેં તો એને માટે સુંદર પાંજરૂ તૈયાર કરાવ્યું છે ! એ પાંજરામાં જ એને રાખીશ, નિત્ય મીઠાં મીઠાં ફળો ખાવા આપીશ ! ઘણુજ યત્નથી, ઘણીજ સંભાળથી એનું લાલન પાલન કરીશ. એને કશું દુઃખ થવા દઇશ નહિ. "

"પણ પંખી તો તારા સ્નેહને ચહાતું નથી. વળી જો એ પંખી ઉડવા માટે કેવું આકુલ વ્યાકુળ થઇ રહ્યું છે! તું એકવાર એને છોડી દે જોઇએ! એ હમણાં જ ઉતાવળું થઇને ઉડી જશે!"

"એક બે દિવસ મારી પ્રીતિ મળવાથી જ, પંખી મારૂં પ્યારૂં થઇ પડશે."

આમ કહીને બાળકે પોતાનું મન પંખીના પગે દોરી બાંધવામાં પરોવ્યું.

બાળકનું નામ ગોપાળ હતું. ગોપાળ કેવળ નામનો ગોપાળ નહોતો, રૂપ-માધુર્યમાં પણ જાણે સાક્ષાત્ ગોપાલ-મૂર્તિ હતો! તેના શરીરમાંથી સુંદરતા ખીલીને બહાર નીકળતી હતી. તેનાં વિશાળ નયનો, એ સુંદરતાનાં શિરોમણિ થઇ પડયાં હતાં. ગોપાળના પોશાકમાં પીતાંબર હતું; શરીરનો બીજો ભાગ ખુલ્લો હતો. ગોપાળના પગમાં સોનાનો તોડો, હાથમાં વીંટી અને કમરપર કંદોરો શોભી રહ્યો હતો. મસ્તકપર કાળો કેશરાશિ ડોલી રહ્યો હતો. તેનું લલાટ, વક્ષ આદિ સર્વ સુલક્ષણ સંપન્ન જણાતાં હતાં. એ સુલક્ષણસંપન્ન બાળક શા માટે પંખીને પકડીને દુઃખ દેતો હશે!

એક સંન્યાસી એ રસ્તેથી જતો હતો. બાળક એકાગ્રમનથી પંખીને બાંધી રહ્યો છે, એ જોઇને તે કાંઇક ચલિત થયો. તેથી તે બાળકને સમજાવીને પંખીને છોડી દેવા માટે આગ્રહ કરવા લાગ્યો.

ગોપાલે સંન્યાસીના આગ્રહને સાંભળ્યો નહિ. તે એક મનથી પંખીને બાંધવામાં રોકાયો. પંખી તરફડીને પોકાર કરવા લાગ્યું.

સંન્યાસીએ ફરીવાર કહ્યું:-"તું મારી વાત સાંભળ! પંખીને છોડી દે. અહા! જો જોઇએ, પંખી કેવું તરફડી રહ્યું છે!"

પંખીને બાંધવા જતાં, સંન્યાસીની વાતથી ગોપાલનું મન વારંવાર તેના તરફ દોરાતું હતું; તેથી તેના બાંધવાના કામમાં ખલલ પડતી હતી. આ વખતે તેણે તેને કાંઇક નારાજ થઇને કહ્યું કેઃ—" પંખી આટલું બધું તરફડી રહ્યું છે, પણ એને પાંજરામાં પૂરવાથી તરતજ શાન્ત થઈ જશે અને એનો તરફડાટ પણ મટી જશે."

સંન્યાસીએ કહ્યુંઃ—" એ વાત કદાપિ માની શકાય કે? વિચારી જો જોઇએ, કે તને જો કોઇ આવી રીતે બાંધીને લઇ જાય, તારાં માતા પિતાની પાસે તને પાછો આવવા ન દે, પાંજરામાં પૂરી રાખે, તો તને તે વખતે કેવું દુઃખ થાય વારૂ? બંધનમાં પંખીને પણ એવું જ દુઃખ થાય છે! તને પકડી લઇ જઇને, માણસની વસતિમાં, મનુષ્યના સહવાસમાં અને મનુષ્યના ઘરબાર કે કુટુંબમાં રાખવા છતાં પણ તારૂં મન કેવું વ્યાકુળ થાય, એનો વિચાર કર જોઈએ. વળી પંખીને ઉન્મુક્ત આકાશ—રૂપ તેના વિચરણ—સ્થાનનો પરિત્યાગ કરીને ક્ષુદ્ર પિંજરમાં સંપૂર્ણ વિપરીત ધર્માવલંબી મનુષ્યની પાસે રહેવું પડશે, તેથી તેનું દુઃખ કેટલું બધું વધી જશે, એનો અનુભવ શું તું કરી શકીશ કે?"

ગોપાળ કાંઇક ચલિત થયો; પરંતુ પંખીનો પરિત્યાગ કરવાને રાજી થયો નહિ.

સંન્યાસીએ કહ્યુંઃ—"સારૂં, તારા પંખીને હું બાંધી દઉં છું. પરંતુ તને હું પકડીને મારી સાથે લઇ જઇશ. માતા, પિતા, અને સગાં વહાલાને છોડીને મારી પાસે રહેવામાં તને જો કાંઈ દુઃખ નહિ થાય તો પછી આ પંખીને છોડી દેવાનું હું કહીશ નહિ."

આમ કહીને સંન્યાસીએ ગોપાળને પકડી લઇ જવાનો ભાવ દર્શાવ્યો.

ગોપાલે કહ્યું:-"આપની સાથે હું શા માટે આવું ?"

"તો પછી પંખી તારી સાથે શા માટે આવે ?"

"મેં ખરીદ્યું છે, સુંદર પાંજરૂં પ્રસ્તુત કરાવી રાખ્યું છે ! હું એને ઘણી સંભાળથી મીઠો મેવો ખવડાવીશ !"

"હું પણ તને સંભાળથી રાખીશ, તારા પર પૂરી પ્રીતિ દર્શાવીશ અને મીઠો મેવો પણ ખવડાવીશ. છતાં તું મારી સાથે આવવાનું કબૂલ કેમ નથી કરતો ?"

"મારો પોતાનો દેશ, પોતાનું ગામ, મારાં માતા પિતા આદિ સર્વનો પરિત્યાગ કરીને હું શી રીતે બીજાની સાથે જઇ શકું વારૂ ? મારી સ્વતંત્રતાને છોડીને હું શા માટે બીજાની પાસે બંધનમાં બંધાવા જાઉં વારૂ ?"

સંન્યાસીએ કહ્યું:-"પંખીને પણ પોતાનો દેશ, પોતાનાં માતપિતા અને પોતાની સ્વતંત્રતા છે. તે સુખનો પરિત્યાગ કરીને, તે પણ શી રીતે તારા બંધનમાં બંધાઇ શકે વારૂ ! તે તો ખુલ્લા આકાશમાં વિહાર કરનાર વિહંગમ છે ! તેની સ્વાભાવિક ગતિ તેને આપોઆપ અનંત આકાશ માર્ગે ખેંચીને લઈ જશે ! તું તેને સોનાના પાંજરામાં પૂરીશ કે લોખંડના પાંજરામાં પૂરીશ, પણ તે એકવાર પણ તેનો વિચાર કરશે નહિ, તેના તરફ જોશે પણ નહિ, તારા મીઠા મેવાની લાલચથી તે કદાપિ લલચાશે નહિ ! ! તું શું જોતો નથી કે, અનેક યત્નથી અને ઘણી સંભાળથી રાખવા છતાં પણ, એકવાર પાંજરાનું દ્વાર ખુલ્લું મળતાંજ વિહંગ કેવું વ્યાકુળ થઇ ઉડી ન્હાસી જાય છે."

ગોપાળે સંન્યાસીના મુખ તરફ નજર કરી જોયું. તે શાંત ગંભીર અને તેજસ્વી મુખ મુદ્રા તરફ જેમ જેમ તેની દૃષ્ટિ પડવા લાગી, તેમ તેમ તે પોતાનું ભાન ભૂલવા લાગ્યો. ગોપાલના વિચારની ગતિ પલટાઇ ગઇ. વારંવાર તે તેના મનમાં વિચારવા લાગ્યો કેઃ– "ખરેખર એમજ છે. સ્વાધીન ગતિને અટકાવવા જતાં, બંધનમાં બાંધવાની કોશિશ કરતાં, પંખી તો શું, પરંતુ સર્વ પ્રાણીને માટે એ દુઃખદાયક થઇ પડે છે. મને જો કોઇ બાંધીને લઇ જાય, તો શું મારૂં હૃદય વિદીર્ણ થયા વિના રહે ખરૂં કે ? "

ચિંતાના પ્રવાહમાં તણાઇને ગોપાળ મનમાંને મનમાં જ બોલ્યોઃ– "ના–ના ! હું આવું કામ હવે કરીશ નહિ. પંખીને છોડી દઇશ !"

સંન્યાસીએ ગોપાળને ચૂપ જોઇને ફરીવાર કહ્યુંઃ–" કેમ બાળક ! ત્યારે શું તું મારી સાથે આવીશ ? "

ગોપાળે ઉત્તર આપ્યોઃ–" ના હું નહિ આવું ! પંખીનું બંધન મુક્ત કરી નાખું છું. હું ધારૂં છું કે, બન્ધન જ દુઃખનું મૂળ છે ! હવે હું સમજ્યો છુ કે, બંધનના મોચનમાંજ પરમ સુખ છે ? હું અવસ્ય બંધન- મોચન કરીશ–બંધનમાંથી મુકત થઇશ. "

આમ કહીને ગોપાળે પંખીને ઉડાડી દીધું. જાણે મૃત શરીરમાં નવજીવન મેળવીને પંખી આકાશ–માર્ગે ઉડી ગયું.

કોણ જાણે શા કારણથી સંન્યાસી કમ્પી ઊઠયો.

" બંધન જ દુઃખનું મૂળ છે ! બંધન મુક્તમાં જ પરમ સુખ છે ! " બાળક આ શી વાત બોલ્યો !

આવેગવાળા અવાજથી ગોપાળને સંબોધીને સંન્યાસીએ ગંભીર સ્વરથી કહ્યું કેઃ–" બાળક ! તેં સત્યજ કહ્યું છે કે, ' બંધન જ

દુઃખનું મૂળ છે' બંધનમાંથી મુક્ત થવામાં જ પરમ સુખ છે. "

સંન્યાસીએ ફરીવાર કહ્યું:–" જો, જો, બંધન મોચનથી પંખીને કેવો આનંદ ઉપજ્યો છે ! ગમે તેવી સંભાળ રાખવા છતાં, પાંજરામાં પૂરાયલાં પંખીને આટલો બધો આનંદ ઉપજી શકે ખરો કે ! તેને પાળવાથી તને પણ આનંદ મળી શકે તેમ નહોતો; કારણકે તેમાં કેવાં કેવાં વિઘ્નો આવે તેમ હતાં, તેની હજી તારા મગજમાં કલ્પના પણ આવી હોય, એમ જણાતું નથી. કદાચ કોઇ દિવસ પંખીને કોઇ મારી નાખત અથવા તો દિવસે દિવસે સૂકાઇને પંખી કોઇ દિવસ પોતાની મેળેજ મરી જાત, તો તેથી તારા મનમાં કેવું દુઃખ થાત, તેનો વિચાર કરી જો જોઇએ."

ગોપાળે જવાબ આપ્યો:–" પાંજરામાં રાખ્યા સિવાય તો પંખી પાળી શકાતું નથી ! મને એ પંખી પાળવાનો ઘણો શોખ હતો !"

સંન્યાસીએ કહ્યું:–"પાંજરામા રાખ્યા વિના શું એને પાળી શકાતું નથી ! મનમાં એમ કેમ નથી ધારતો કે, આ આકાશની ગોદમાં જે અગણિત પક્ષીઓ વિચરણ કરે છે, એ સર્વ તારાં પાળેલાં જ પંખીઓ છે ! તું પાંજરામાં પૂરી રાખેલા એક પંખીને તારૂં માની બેસે છે અને એમાંજ આનંદ માને છે ! પરંતુ એ સર્વ પંખીઓને પોતાનાં માની લેવાથી, તારે કેટલાંક પંખીઓ થશે અને એથી કેવો આનંદ થશે, એનો વિચાર કરી જો જોઇએ ! તું શા માટે ધારતો નથી કે, અનંત આકાશમાં વિહરતા સર્વ વિહંગો તારાંજ છે! સાધારણ લોઢાના પાંજરામાં એક પંખીને પૂરી રાખવાથી તને કેટલોક આનંદ મળી શકશે ! પરંતુ એ અનંત ઉન્મુક્ત આકાશનાં અસંખ્ય પક્ષીઓ પોતાનાં માની લેવાથી જે આનંદ પ્રાપ્ત થાય છે, એ

આનંદનો શું અવધિ છે ખરો કે ? ”

ગોપાલ એકી ટસે-નિર્નિમેષનયને સંન્યાસીના મુખ તરફ જોઇ રહ્યો.

સંન્યાસી વળી પાછો બોલ્યો: “ બન્ધન બંધનમાં પંખીને બાંધવાથી, તું પણ વધારે બંધનમાં બંધાત ! એ વાતનો શું તે એક વાર પણ વિચાર કર્યો હતો ? પંખીને વખતસર ખાવાનું આપવું પડત, હંમેશાં સાવધતાથી રાખવું પડત, વારૂ ! તું જ કહે છે કે, ‘ બંધન જ કષ્ટનું મૂળ છે, બંધનમાંથી મુકત થવામાંજ પરમ સુખ છે ! ’ તો પછી શા માટે તારા બંધનને તું જ દૃઢ કરવા જતો હતો ! ”

ગોપાળની હૃદય-તંત્રી એ સ્વરથી ગાજી ઉઠી. ગોપાળના દયે હૃદયમાં એ મંત્રે પ્રવેશ કર્યો. ગોપાળ મનમાં જ બોલ્યો કે:- **“ બંધનજ કષ્ટનું મૂળ છે, બંધન-મોચનજ સુખ છે ! હું બંધન-મોચનનો જ પ્રયત્ન કરીશ. ”**



દ્વિતીય પરિચ્છેદ

## પરિચય

No sceptre greets me—no vain shadow this
Wordsworth.

અમો જે સમયની આ વાર્તા કહીએ છીએ,તે વાર્તા આજથી લગભગ દોઢ સો વર્ષ પહેલાંની છે. રાજશાહી જિલ્લામાં આવેલા એક નાના ગામમાં ગોપાળની સાથે સંન્યાસીની આ પ્રમાણે વાતચીત થઇ હતી.

ગામનું નામ આટગ્રામ હતું. એ ગામના સંબંધમાં એવી કહેવત છે કેઃ—એ ગામ પહેલાં ગોપાળપૂર નામે પરિચિત હતું. અમો જે સમયની વાત કહીએ છીએ. તે સમયે એ ગામ કયા નામથી ઓળખાતું હતું, તેનો ખરો નિર્ણય કરવો કઠિન છે. કોઇ કહે છે કે, ગોપાળની ઉમ્મર જ્યારે નવ વર્ષ જેટલી વીતી આવી, ત્યારે એ ગામનું નામ આટગ્રામ પડયું હતું; કોઈ વળી એમ કહે છે. કે 'ના–ના, તેમ નથી, તેના જન્મ સમયથી જ એ ગામ આટગ્રામ નામે પ્રસિદ્ધ હતું. એ ગમે તે હો, એ ગામ ત્યારે ગમે તે નામથી ઓળખાતું હો, તો પણ અમો તો તેને આટગ્રામના નામથી જ ઓળખાવીશું.

અત્યારે જયાં નાટોરનો મુલ્ક આવેલો છે અને પહેલાં જ્યાં અર્ધા બંગાળાની અધીશ્વરા રાણી ભવાનીની રાજધાની હતી. તેનાથી લગભગ બાર કોસ ઉત્તરમાં એક વિશાળ નદીના કિનારાપર આટગ્રામ

આવેલું હતું. એ ગામ આમરૂલ પરગણુંની અંતર્ગત હતું. આટગ્રામ મહારાણી ભવાનીની જમીનદારીની અંદર આવેલું હતું. મહારાણીએ હરિદેવ રાયને એ સમ્પત્તિ ઇનામ તરીકે ભેટ આપી હતી. એ બનાવ અવશ્ય પ્રથમ બનેલી ઘટના પછીનો બનાવ હતો અને એનો પરિચય હવે પછી યથાસ્થાને આપવામાં આવશે.

જમીનદારી મહારાણીની હોવા છતાં પણ, હરિદેવરાય, આટ ગ્રામનો એક નામીચો આબરૂદાર પુરુષ ગણાતો હતો. જે વંશ *નાટોર –રાજ્યનો અધિપતિ થયો હતો, તે વંશનો અન્યતમ વંશધર એ હરિદેવ રાય જ હતો, નાટોરના રાજા રામજીવન રાયનો પિતા

* નાટોરઃ—બંગાળા દેશમાં આવેલા રાજશાહી જિલ્લાનો એક તાલુકો છે, પહેલાં એ સ્થળ જિલ્લાનું મુખ્ય કાર્ય સ્થળ હતું, પરંતુ સ્થાનની નાદુરસ્તીને લઇને હાલમાં રામપુર બોયાલિયામાં કાર્યસ્થળ સ્થાપિત થયું છે. નાટોરે ઇ. સનની ૧૮ મી શતાબ્દીની શરૂઆતમાં સારી નામના મેળવી હતી. એ સમયે પ્રાતઃસ્મરણીયા બંગાળાની 'અહલ્યાબાઇ' રાણી ભવાનીએ નાટોરના રાજવંશનો પ્રભાવ સમસ્ત બંગદેશમાં વિસ્તાર્યો હતો. સ્વામી રામકાન્તના મૃત્યુ પછી રાણી ભવાનીએ અતિ દક્ષતાની સાથે રાજ્ય ચલાવવામાં તથા દાન આપવામાં અને દેવાલયો બાંધવામાં બંગાળામાં સારી પ્રખ્યાતિ પ્રાપ્ત કરી હતી; એ વિષયને અનુસરીનેજ આ વાર્તા લખવામાં આવી છે. હાલમાં એ નાટોરના રાજ્ય પ્રતિનિધિ મહારાજ જગદીન્દ્રનાથ રાય છે, અને તેઓ બંગાળી–સાહિત્યના સારા ઉત્સાહ દાતા તથા સેવક તરીકે સર્વત્ર મશહૂર છે. એમનાં લખેલાં 'સંધ્યાતારા' તથા 'નૂરજહાન' આદિ પુસ્તકોનો સાહિત્યમાં સારો સત્કાર થાય છે. પ્રયોજક.

કામદેવ રાય અને હરિદેવરાયનો પ્રપિતામહ અભિરામ, બન્ને સહોદર હતા. એ વંશના આદિ પુરૂષ મથુરાનાથના ત્રણ પુત્ર હતા; તેમનાં નામો અનુક્રમે રતિરામ, કામદેવ અને અભિરામ હતાં. રતિરામ જ્યેષ્ઠ, કામદેવ મધ્યમ અને અભિરામ કનિષ્ટ હતો. કામદેવના પુત્રોએ સૌભાગ્યયોગે નાટોર–રાજ્યનું આધિપત્ય પ્રાપ્ત કર્યું હતું.

અભિરામને બે સ્ત્રીઓ હતી. તેની પહેલી સ્ત્રીના ગર્ભથી જન્મેલા પુત્રો માધનગરમાં વસીને 'માધનગર'ના રાય તરીકે ઓળખાયા હતા; અને બીજી સ્ત્રીના ગર્ભજાત પુત્રો આટગ્રામમાં વસતા હતા. અભિરામના જ્યેષ્ટ પુત્ર રામનારાયણથી માધનગરના રાયવંશની અને તેના નાના પુત્ર મહાદેવરાયથી આટગ્રામના રાયવંશની ઉત્પત્તિ થઇ હતી.

હરિદેવ મહાદેવનો નાનો પુત્ર હતો. તે અતિ સુપુરૂષ હતો તેના વખતથી આટગ્રામ રાય–વંશની જમીનદારીમાં જોડાયું હતું. તેણે આટગ્રામની ઘણી ઉન્નતિ કરી હતી.

તેને ત્રણ પુત્રો હતા. આપણો આ પ્રસંગમાં વર્ણવેલો ગોપાળ તેનો સહુથી નાનો પુત્ર હતો. ગોપાળના જેવો રૂપવાન હોવાથી જ નાના પુત્રને તે ગોપાળ કહીને જ તે તેને બોલાવતો હતો. એથી કરીને સહુ તેને ગોપાળ તરીકે જ ઓળખતા હતા. અમો પણ એથી એ બાળકને ગોપાળ તરીકે જ ઓળખાવ્યો છે.

હરિદેવ રાયના મકાનના પશ્ચિમ ભાગમાં એક મોટો બગીચો હતો. બગીચો, આંબા, જામફળી નાળિએરી આદિ તરેહતરેહનાં વૃક્ષોથી ભરેલો હતો. જ્યારે જે કોઈ એ બગીચાની તરફ નજર કરતું, ત્યારે તે જોઇ શકતું કે, કોઇને કોઇ વૃક્ષ પર કોઇને કોઈ પણ જાતનાં

ફળ ફળેલાં છે. બગીચાની ઉત્તર બાજુએ સડક હતી અને સડકની ઉત્તરમાં મોટી નદી હતી.

નદીના કિનારા પરની સડક પર આમ્રવૃક્ષની છાયામાં બેસીને ગોપાળ પંખીના પગે દોરી બાંધવાની કોશિશ કરી રહ્યો હતો. એક પારધિ તે દિવસે સવારમાં પંખી વેચવા આવ્યો હતો. એ પારધિ પાસેથી ગોપાલ અને રાખાલ બંને જણાએ બે પંખી ખરીદ્યાં હતાં.

રાખાલ, ગોપાળની રમતનો સાથી હતો. તેમની બન્નેની વચ્ચે સારી મિત્રાચારી હતી. ગોપાળને પંખી ખરીદતો જોઇને,રાખાલ પણ પંખી ખરીદવા માટે વ્યગ્ર થયો હતો. ગોપાળે એકદમ ઘેરથી પંખીનું મૂલ્ય લાવી આપીને પંખીને ખરીદતાંની સાથે જ, રાખાલ પારધિને પોતાને ઘેર તેડી ગયો હતો.

ગોપાળના હાથમાં પંખી સોંપી પારધિના ચાલ્યા જવા પછી થોડીવારેજ સંન્યાસી આવીને તે સ્થળે હાજર થયો.

સંન્યાસીનું નામ શ્રીજી હતું. શ્રીજી–અનુપમ શ્રી–શોભાસંપન્ન હતો. જેવું તેના શરીરનું બંધારણ હતું, તેવો જ તેનો રંગ હતો, જો તે સંન્યાસી વેશે ન આવ્યો હોત, તો તેને રાજપુત્ર હોવાનો ભ્રમ થઈ જાય તેમ હતું; તેનું વિસ્તૃત લલાટ વિશાળ વક્ષ. આજાનુલંબિત બાહુ, તેજસ્વી મુખમુદ્રા આદિ સર્વ અપૂર્વ શોભામય જણાતાં હતાં. આકર્ણવિસ્તૃત નયનો તથા ભ્રમર સમ કૃષ્ણ કેશરાશિએ કેવી અપૂર્વ સુંદરતા સમ્પાદન કરી હતી! તેનું તો અમારાથી વર્ણન જ થઈ શકે તેમ નથી. તેના ચંપાને લજાવનારા ગોરા રંગે તથા રક્તચંદનના ત્રીપુંડ્રકે, એ શોભાને વિશેષ ઉજ્જવલ કરી દીધી હતી. આખું શરીર વિભૂતિમંડિત હોવાથી તેની દેહજ્યોતિ ભસ્મા-

ચ્છાદિક અગ્નિ સમાન જણાતી હતી. મસ્તકપરની જટા કુંડળના આકારમાં ગોઠવાઈ ને મુકુટ સમાન શોભી રહી હતી. એ પ્રશાન્ત-મૂર્તિ સંન્યાસીના મુખપર જાણે હંમેશાં આનંદની છાયા વિરાજમાન રહેતી હોય, એવો ભાસ થઇ આવતો હતો.

સંન્યાસીના પોશાકમાં ભગવાં વસ્ત્રો હતાં. એક હાથમાં કમંડલુ તથા બીજા હાથમાં ત્રિશૂલ હતું. સંન્યાસી તરૂણ-યુવક હતો.

એ કંદર્પકાન્તિ તરૂણ પુરૂષે શા કારણથી સંન્યસ્ત-વ્રત ગ્રહણ કર્યું હશે ! સંન્યાસીને જોવાથી,દર્શકના મનમાં સ્વાભાવિકજ એ શંકાનો સંચાર થઇ આવે તેમ હતો.

એ સંન્યાસી આ પહેલાં બીજી કોઇ પણ વેળાએ આટગ્રામમાં આવ્યો હતો કે નહિ, એ સંબંધી અવશ્ય મતભેદ છે. પુરાણા માણસો કે જેમણે એ સંન્યાસીને જોયો હતો, તેઓ સંન્યાસીના ચાલ્યા ગયા પછી બોલાબોલી કરી કહેવા લાગ્યાં કેઃ—

" ત્રીસ વર્ષ પહેલાં આવો એક સંન્યાસી એકવાર આટગ્રામમાં આવ્યો હતો, એ સંન્યાસીની સાથે આ સંન્યાસી ઘણો ખરો મળતો આવે છે." તેઓમાંના ઘણાંનાં મનમાં સંશય થયો હતો કેઃ-"આ સંન્યાસી શું ત્યારે પેલો સંન્યાસી હશે ! પરંતુ ત્રીસ વરસે પણ તેના ચહેરામાં તો કશો પણ ફેરફાર થયો નથ ગમે તેમ હો. ત્રીસ ચાલીસ વરસથી ઓછી ઉમ્મરની કોઈ પણ વ્યક્તિ આ વિષયની સાક્ષી આપી શકે તેમ નહોતી. તેમણે કદાપિ આ સંન્યાસીને જોયો નહોતો.

જોવાની વાત તો દૂર રહી, પણ ગોપાળે કદાપિ એ સંન્યાસીનો પ્રસંગ પણ સાંભળ્યો નહોતો, તેમ છતાં પણ શાથી એના મનમાં એમ થવા લાગ્યું કેઃ "એ કોણ છે ? મેં શું એને આ પહેલાં કદાપિ

જોયો છે કે? અહા? કેવા તેજસ્વી સંન્યાસી છે!" સંન્યાસીના ચાલ્યા ગયા પછી ગોપાળ વૃક્ષની છાયા તળે બેસી વૃક્ષના થડ સાથે અઢેલીને એકાગ્ર મનથી એ સંન્યાસીના વિચારમાં નિમગ્ન થઇ ગયો.

ગોપાળ બેઠો બેઠો વિચારી રહ્યો હતો, એવામાં રાખાલ પાછો આવી પહોંચ્યો. પારધિની પાસેથી પંખી ખરીદી, પંખીને પાંજરામાં પુરી, ગોપાળની શોધમાં પ્રથમ તે ગોપાળને ઘેર ગયો હતો. પરંતુ તેને ઘેર જઇને તેને જોઇ શક્યો નહોતો; તેથી તે ગોપાળને શોધતો શોધતો નદીના કિનારા પર આવી પહોંચ્યો હતો. રાખાલના હાથમાં પાંજરૂં હતું, પાંજરામાં પુરીને તેણે તેના તે ખરીદેલા પંખીને સાથે આણ્યું હતું.

રાખાલ ગોપાળનો પાડોસી હતો. તેના પિતાનું નામ હલધર મૈત્ર હતું મૈત્રમહાશય ગોપાળના પિતાની પેઠે સંપત્તિશાળી નહોતો પરંતુ તેમ છતાં પણ તે પુત્રની ઇચ્છા પૂર્ણ કરવામાં કદાપિ કૂંઠિત થતો નહતો. રાખાલ તેનો ફક્ત એકનો એક પુત્ર હતો. એથી રાખાલ જ્યારે જે કાંઇ ખરીદવાની ઇચ્છા કરતો ત્યારે તેનો પિતા બનતી મહેનતે તે તેને ખરીદી આપવાની કોશિશ કરતો.

ગોપાળના જેવો સ્વરૂપવાન ન હોવા છતાં પણ રાખાલ દેખાવવામાં મંદ નહોતો. ગોપાળના કરતાં તેનો રંગ કંઇક કાળો હતો ખરો, પરંતુ મૈત્રી મહાશય પોશાકમાં તેને ગોપાળના જેવોજ કરીને સજ્જિત કરી રાખતો હતાં. ગોપાળની માફક રાખાલને પણ તેણે ઘરેણાં ઘડાવી આપ્યાં હતા ગોપાળની પેઠે રાખાલના પગમાં પણ સોનાનો તોડો, હાથમાં વિંટી અને કમરે કંદોરો શોભતો હતો; વધારામાં તેના પિતાએ રાખાલના ગળામાં એક સોનાની હાંસડી પણ ઘડાવી આપી હતી.

રાખાલે પાછા આવીને જોયું કે, ગોપાળના હાથમાં પંખી નથી. ગોપાળ એક મને બેસીને કાંઇક વિચારી રહ્યો છે. એ જોઇને રાખલ અજાયબ થયો. અજાયબીની સાથે તેણે તેને પૂછ્યું કેઃ–" હે ભાઇ! તારા પંખીનું શું થયું? તે ક્યાં ગયું?"

ગોપાળ સાંભળવા છતાં પણ સાંભળી શક્યો નહિ. રાખાલે નજીકમાં જઇ ફરીવાર પૂછ્યું કેઃ–" તારૂં પંખી શું ઉડી ગયું? તેથી જ તું આવી રીતે બેઠો છે? તું ઘણો જ ગાફેલ છે ભાઇ!"

ગોપાળે જવાબ આપ્યોઃ–" પંખી ઉડી ગયું નથી, મેંજ તેને ઉડાડી દીધું છે."

રાખાલને જાણે ભરોસો આવ્યો નહિ. રાખાલે કહ્યુંઃ–" તે ગયું છે, ગયું છે, તો પછી હવે શી રીતે પાછું આવશે? મંગળવારને દિવસે પાછો પારધિ આવશે, એટલે તું બીજું એક પંખી ખરીદી લેજે. તે દિવસે ખરીદીને તરત જ પાંજરામાં પૂરી રાખજે."

ગોપાળે કહ્યુંઃ–"જો ખરીદીશ, તો હું તે પંખીને પણ ઉડાડી દઇશ. તારા પંખીને પણ ઉડાડી દેને ભાઇ!"

રાખાલ ચમકી ઉઠ્યો; તે બોલ્યોઃ–" આ શું કહે છે! મેં પૈસા આપીને પંખી ખરીદ્યું છે, માટે હું એને શા માટે છોડી દઉં? હું તો એને પાળીશ ને!"

ગોપાળે કહ્યુંઃ–" એને કેવું કષ્ટ થાય છે, એ તું સમજી શકતો નથી?"

આમ કહી આકાશ તરફ નજર કરી ગોપાળે કહ્યુંઃ–" આમ જો, જોઈએ, આકાશ તરફ એકવાર જો જોઇએ! આકાશમાં એ પંખીઓ કેવો આનંદ કરી રહ્યાં છે. તેમને ફરવાનું સ્થાન અનંત

આકાશ છે, આવા નાના પાંજરામાં તેમને પૂરી રાખવાં એ શું ઉચિત છે? પક્ષીઓની સ્વતંત્રતાનો લોપ કરી પરાધીનતાના પાંજરામાં તેમને લાવી પૂરવાથી આપણને શો લાભ થવાનો છે, એનો વિચાર કેમ નથી કરતો ? ઇશ્વરે તેમને સ્વતંત્ર કરી મોકલ્યાં છે, તો પછી તેમને પરાધીન કરવાનો આપણને શો અધિકાર છે ? દે-દે-ભાઈ ! પંખીને છોડી દે ! ”

ગોપાળે રાખાલના પાંજરા ભણી હાથ લંબાવ્યો અને તે સાથે કહ્યું:-" પાંજરાનું દ્વાર ખોલી દેતાં તને દુઃખ થતું હોય, તો લાવ, હું ખોલી દઉં છું. ”

ગોપાળ પાંજરાનું દ્વાર ખોલી દેવા ગયો. રાખાલ એકદમ પાંજરૂં લઇ મુઠ્ઠીઓવાળી દોડી ગયો. જતી વેળાયે કહેતો ગયો કે:-" તારી માતાને હું કહી દઉં છું કે ગોપાળે પોતાનું પંખી ઉડાડી દીધું છે ! જો જે, હમણાં શો રંગ જામે છે ! ”

રાખાલ ચાલ્યો ગયો ! ગોપાલ પાછો એ સંન્યાસીની ચિંતામાં ગુંથાઇ ગયો, તેના મનમાં એમ થવા લાગ્યું કે, તેણે જાણે ઘણીવાર એ સંન્યાસીને જોયો છે ! તેને સ્મરણ થવા લાગ્યું કે, પહેલાં એ સંન્યાસીની સાથે તેનો સારો પરિચય હતો ! પરંતુ ક્યાં, કેટલા વખત પહેલાં જોયો હતો, એનું સ્મરણ કરવા છતાં પણ તે કાંઇ પણ સ્થિર કરી શક્યો નહિ.



## તૃતીય પરિચ્છેદ.

ભાવાન્તર.

"I, with my fate contented, will plod on,
And hope for higher raptures,
When life's day is done."
—Wordsworth.

ઘણીવાર થયાં, ગોપાલ રમવા ગયો હતો. વખત દોઢ પ્રહર જેટલો વીતી જવા આવ્યો, તો પણ, ગોપાળ ઘેર પાછો આવ્યો નહિ! ગોપાળની માતા ઘણીજ ચિંતાતુર થઈ ગઇ.

ગોપાળને શોધવા જતાં રાખાલ પણ હજી પાછો આવ્યો નહિ, એ જોઈને તે કાંઇક વિશેપ ચંચળ થઇ પડી. પદ્મમણિને બોલાવીને તેણે ગોપાળની તપાસ કરવાનું તેને કહ્યું.

પદ્મમણિ, રાયકુટુંબમાં દાસીનું કામ કરતી હતી.

પદ્મમણિ, આટગ્રામના એક સાધારણ માણસની કન્યા હતી. તેની આકૃતિ સાધારણ સ્થૂળ અને દીર્ઘ હતી; રંગ ઘણો કાળો હતો; દાંત લગભગ પડી જવા આવ્યા હતા. તેના માથાના વાળ પાકી ગયા હતા, કેટલાક પાકવા આવ્યા હતા. ઉમર, પચાસ વર્ષ ઉપરાંતની હતી. તેને જોવાથી, તેની ઉમ્મર કાંઇક વધારે જણાઈ આવતી હતી. પરંતુ પદ્મમણિ તેટલી ઉમ્મરની વાત કબૂલ કરતી નહોતી. ઉમ્મરની વાત પૂછતાં, તે ઘણી ઘણી વાતો કહેતી! તે કહેતી કે, 'મારી વળી ઉમ્મર

શાની ? મારૂં નસીબ જરા નબળું છે, એથી મારે આટલી ઉમ્મરે દાસીપણું કરવું પડે છે. નહિતો તેમનો શું હજી મરવાનો સમય હતો ? ”

પાંચ વર્ષ થયાં પદ્મમણિના સ્વામીનું મૃત્યુ થયું હતું. પરંતુ પદ્મમણિ ધારતી હતી કે, ‘તે જાણે બાલ વિધવા છે, તે અતિ નિષ્ઠાવતી છે, તેના જેવી સાધ્વી–સતી બ્રાહ્મણના ઘરમાં મળવી પણ મુસ્કિલ છે. કઠોરવ્રત પાળવામાં બ્રાહ્મણ વિધવા પણ તેની હારમાં આવી શકે તેમ નથી. ”

પદ્મમણિ માત્ર મુખથી બોલતી હતી, એમજ નહોતું, તે બ્રાહ્મણ વિધવાને પગલેજ ઘણે ભાગે ચાલતી હતી. બાર વ્રતનું પાલન કરવામાં, પૂજા ઉપવાસ આદિ કાર્યો કરવામાં તેની સારી આસ્થા હતી, ઉત્કટ આગ્રહ પણ હતો. તેથી વખતોવખત તે માલિકની આજ્ઞાને પણ અમાન્ય કરી બેસતી. પરંતુ તેના અનેક ગુણોની વાત સ્મરણમાં લાવીને, રાય પરિવારનું કોઇ પણ માણસ પદ્મમણિ તરફ અસંતુષ્ટ થતું નહોતું. પદ્મમણિ ઘણીવાર માલિકના મ્હોં પર જવાબ આપતી, ઘણીવાર કામ કરી શકીશ નહિ, કહીને અમાન્ય કરતી, તો પણ તેનો માલિક નારાજ થતો નહોતો. પદ્મમણિમાં એક મોટો ગુણ એ હતો કે, તેને હસતા મુખે કોઇ પણ કામ સોંપવામાં આવતું તો તે વાઘના મુખમાં પણ જવાને તૈયાર થઇ જતી; પરંતુ મુખ મરડીને તેને જો કોઈ મીઠાઇ ખાવાનું કહેતું, તો પદ્મમણિ તેનો સ્પર્શ પણ કરતી નહોતી.

ગોપળની માએ કહ્યું:–“જાને પદ્મા ! એકવાર જોઇ આવ જોઈએ કે, મારો ગોપાળ ક્યાં ગયો છે ? ”

પદ્મમણિ પહેલી વાર જાણે સાંભળી શકી નહિ ! બીજી વખતે જવાબ આપ્યો:–" ક્યાં જવાનો હતો તમારો ગોપાળ ? પડોસમાંજ ક્યાંક રમતો હશે ! જ્યાં ગયો હશે, ત્યાંથી હમણાં પાછો આવી જશે. એને માટે આવી નકામી ચિંતા શા સારૂ કરો છો ? "

આમ કહીને પદ્મમણિ ઓશાળાવાળા ઘરમાં ચાલી ગઈ ગોપાળની મા એકવાર ના કરતાં બીજીવાર ઘણે ભાગે કોઈને કહેતી નહોતી ! એકવાર પણ જે કહેતી, તે પણ ઘણાજ મીઠા અવાજથી ! તેનું નામ શાન્તિ હતું. તે જાણે મૂર્તિમતી શાંતિ હતી; તેની વાતચીત પણ શાંતિ ભરેલી હતી. આજે તેણે બે વાર પદ્મમણિને અનુરોધ કર્યો, તેનું કારણ, એ હતું કે, ગોપાળના સંબંધમાં તેનું ચિત્ત ઘણુંજ ચંચળ થઈ ઉઠયું હતું. પરંતુ બે વાર કહેવા છતાં પણ પદ્મમણિએ જ્યારે તેની વાત કાને ધરી નહિ, ત્યારે તે કુમુદિની દેવીના આવવાની વાટ જોવા લાગી.

થોડીવારમાં કુમુદિની દેવી સ્નાન કરી પાછી આવી. કુમુદિની દેવી, હરિદેવરાયની મોટી બહેન હતી. ખાજૂરા ગામમાં તેના વિવાહ થયા હતા. પતિના મરણ પછી, તે હમણાં ભાઈના કુટુંબમાં આવી વસતી હતી. તે જ હમણાં તે કુટુંબની કર્તા કારવતી હતી.

કુમુદિનીને સ્નાન કરી પાછી આવેલી જોઈ, ગોપાલની માતાએ તેને પૂછ્યું કેઃ–" કુમુદ બહેન ! ગોપાળને રસ્તામાં ક્યાંય જોયો કે ? ગોપાળ ઘણીવાર થયા ઘેર આવ્યો નથી. "

કુમુદિનીએ પૂછ્યું:–" તે ગયો છે, ત્યારનો હજી સુધી પાછો ફર્યો નથી ? ભાર ભાવની, પદ્મને મોકલીને તેને એકવાર શોધી લાવવાનું કહો ને ! "

ગોપાળની માતાએ કહ્યું:–" મેં બે વાર પદ્મમણિને ગોપાળને બોલાવી લાવવાનું કહ્યું તું "

ગૌશાળામાંથી એક હાથમાં ઝાડું લઈ પદ્મમણિ બહાર આવી. તે ગૌશાળને સાફસુફ કરવા ગઇ હતી.

કુમુદિનીએ પદ્મમણિને કહ્યું:–" જા, ને પદ્મા ! એકવાર જોઇ આવને ! "

પદ્મમણિએ જવાબ આપ્યો:–" તમારો દીકરો હમેશાં ખોવાયા જ કરે છે ! તમે બધાં આટલી બધી ફિકર શા માટે કરો છો ? ગોપાળ રમવા ગયો છે, તે હમણાંજ ઘેર આવશે. હું મારૂં કામ પતાવ્યા વિના એક ડગલું પણ અહીંથી સરીશ નહિ. જો ત્યારે પણ તે નહિ આવે તો પછી હું તેને બોલાવી લાવીશ. "

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, એવામાં અકસ્માત્ ગોપાળ ઘેર આવી પહોંચ્યો, તેની સાથે તેનો પિતા હરિદેવરાય પણ હતો. તેણે ગોપાળનો હાથ ઝાલી ગોપાળને લઇને ઘરમાં પ્રવેશ કર્યો.

હરિદેવ રાયનો હાથ ઝાલી ગોપાળને ઘેર આવતો જોઇ, પદ્મમણિ કિકિયારી કરી બોલી ઊઠી:–" ગોપાળ ! આમ જૂઓ ગોપાળ આવી પહોંચ્યો છે ! તમારો દીકરો રોજ ને રોજ ખોવાયા કરે છે, પણ આમ જૂઓ એ ખોવાયલો ગોપાળ બાપૂની સાથે આવ્યો છે ! ત્રણ દિવસ થયાં હરિદેવ રાય, ચૌગ્રામનાં મકાન પર આમંત્રણ નિમિત્તે ગયો હતો. ગોપાળના બન્ને મોટા ભાઈઓ પણ તેની સાથે ગયા હતા. તેમનાં નામ ભવાનીપ્રસાદ અને રામપ્રસાદ હતાં. હરિદેવરાય પાછો ચાલ્યો આવ્યો, પરંતુ ભવાનીપ્રસાદ તથા રામપ્રસાદ આવ્યા નહિ. એથી કુમુદિનીદેવીએ તેના નાનાભાઇને પૂછ્યું કે:–" અરે

હરિ ! ભવાની અને રામ કેમ પાછા ન આવ્યા ? ”

હરિદેવે જવાબ આપ્યોઃ—“ તેઓ ત્યાંથી તેમના મામાને ત્યાં ગયા. તેમનો આગ્રહ પણ હતો અને ચૌધરી મહાશયે પણ તેમને આવવા દીધા નહિ. મને પણ ઘણો આગ્રહ કર્યો હતો. પરંતુ ખાસ જરૂરના કામને લીધે મારાથી તેમની સાથે જઇ શકાયું નહિ. ગોપાળને સાથે લઇને કાલે મારે નાટોર જવાની જરૂર પડી છે. ”

ગોપાળને સાથે લઈને નાટોર જવાની વાત સાંભળી, શાંતિદેવીના હૃદયમાં જાણે કોઇ એક પ્રકારની દુર્ભાવના આવીને ઉપસ્થિત થઇ. કુમુદિનીદેવીની સમક્ષ તે સ્વામીની સાથે વાતચીત કરતી નહોતી, તે સમયે તેવી પ્રથાપણ નહોતી; એથી ગોપાળને સાથે લઇને એકાએક નાટોર જવાનું કારણ શું હશે, એ જાણવા માટે ખાસ ઇચ્છા અને આગ્રહ હોવા છતાં તે ખુલ્લી રીતે પોતાની તે ઇચ્છાને જાહિર કરી શકી નહિ. કુમુદિનીદેવીએ પણ તત્કાળ એ વિષયમાં કાંઈ પણ પ્રશ્ન પૂછ્યો નહિ.

• હરિદેવ રાય બહારના મકાનમાં ચાલ્યો ગયો. ભૃત્ય શ્યામચાંદ તેના ધુમ્રપાનનો બંદોબસ્ત અથવા તૈયારી કરવા લાગ્યો. પદ્મમણિએ પગ ધોવાનું પાણી લાવી આપ્યું.

એ સમયે રાખાલ, પોતાનાં પંખીને ઘેર મૂકી આવી, ગોપાળના પંખીની વાત ગોપાળની માતાને કહેવા આવ્યો હતો. વખત જોઇને, શાંતિદેવીને સંબોધી રાખાલ બોલી ઊઠયોઃ—“ સાંભળ્યું છે ને કાકી ! પૈસા આપી પંખી ખરીદી ગોપાળે એ પંખીને ઉરાડી દીધું છે. ”

કુમુદિની દેવીએ પૂછ્યુંઃ—“ સવારે તને પૈસા આપ્યા હતા,

તે પૈસાનું શું કર્યું. ”

આ સમયે પદ્મમણિ પણ પોતાની બ્હસ્પતિ સમાન બુદ્ધિનો પરિચય કરાવી વચ્ચમાંજ બોલી ઊઠી:—“ કેમ રે ગોપાળ ! રાખાલ શું કહે છે? શું તેં તારા પંખીને ઉડાડી દીધું ? ”

ગોપાળે કશો પણ જવાબ જ ન આપ્યો; નીચું મુખ કરી તે ચૂપચાપ ઉભો રહ્યો. ગોપાળને ગોદમાં ખેંચી લઇને શાંતિદેવીએ કહ્યું:—‘ કેમ, આ વાત ખરી છે, ગોપાળ ? તું નાહક આવી રીતે પૈસા શા માટે નષ્ટ કરે છે? બેટા, તને પૈસાની કાંઈ કીમતજ નથી ?”

માતાના મુખ તરફ જોઈ ગોપાળે જવાબ આપ્યો:—“ ના, મા ! મેં તો પૈસા નષ્ટ કર્યા નથી ! ”

રાખાલ તેને બોલતો અટકાવીને વચ્ચમાંજ બોલી ઊઠયો;-‘કેમ તેં પૈસા નષ્ટ નથી કર્યા ? મેં જોયું છે કે, તેં પૈસા આપી પંખી ખરીદ્યું હતું ! વારૂ કહે જોઇએ, કે તેં તારૂં તે ખરીદેલું પંખી અત્યારે ક્યાં છે ? ”

પદ્મમણિ દાસી પણ રાખાલના કથનને અનુમોદન આપી બોલી:—“ ત્યારે શું રાખાલ કાંઇ તદ્દન જૂઠુંજ બોલે છે ? ગોપાળ! તને હવે ધીમે ધીમે જૂઠું બોલવાની ટેવ પડવા માંડી હોય એમ જણાય છે. ”

આમ કહીને પદ્મમણિ પાછી ગૌશાળા તરફ ચાલી ગઈ. “છો-કરો બહુ બગડી ગયો છે. ” એમ કહીને કુમુદિની દેવી પણ કામસર બીજા ઘરમાં ચાલી ગઇ.

શાંતિદેવીએ કહ્યું:—“ વારૂ ગોપાળ ! શું થયું હતું કહે જોઇ-એ ! પૈસા નષ્ટ કર્યા હતા કે નહિ, કહે જોઇએ ! વળી જોઉં છું કે,

અત્યારે તારી પાસે તને સવારે આપેલા પૈસા પણ દેખાતા નથી ! ત્યારે તે પૈસાનું તેં શું કર્યું ? જો ભાઈ ! આટલી નાની ઉમ્મરથી જૂઠું બોલતાં શિખીશ નહિ. જૂઠું બોલવામાં મોટું પાપ છે; પ્રભુ નારાજ થાય છે. "

ગોપાળે કહ્યું:—" જૂઠું શા માટે બોલું ? માતા, જેની તારા જેવી આદર્શ માતા હોય, તે બાળક કદાપિ જૂઠું બોલે ખરો કે ? તું મને છેક નાનપણથી જ કહેતી આવે છે કે, જૂઠું બોલવું એ મોટું પાપ છે, તો પછી મારાથી જૂઠું શી રીતે બોલી શકાય ? માતા, મેં પૈસા નષ્ટ નથી કર્યા, પૈસાથી એક પ્રાણીનું બંધન મુક્ત કર્યું છે. "

જનની કાંઇ પણ સમજી શકી નહિ. ' એક પ્રાણીનું બંધન મુક્ત કર્યું છે, ' ગોપાળ આ શું બોલે છે ? આવો વિચાર કરી માતાએ કહ્યું:—" હું ધારૂં છું કે, પંખી તારા હાથમાંથી ઉડી ગયું છે !"

ગોપાળે કહ્યું:—" ના–મા ! પંખી તો ઉડી ગયું નથી ! મેં જ પંખીને ઉડાડી દીધું છે. પંખી પારધીના બંધનમાં બંધાયલું હતું; મેં તેને મુક્ત કરાવી દીધું છે. "

શાન્તિદેવીએ કહ્યું:—" તું આ શું બોલે છે ? આવી વાત તને કોણે શિખવાડી દીધી ? "

ગોપાળે કહ્યું:—" શિખવાડી છે તે સંન્યાસી મહારાજે–તેઓ કહે છે કે, " જેઓ અનંત આકાશના ઉન્મુક્ત વાયુમાં વિચરણ કરનારાં છે, તેમને એક ક્ષુદ્ર પિંજરમાં પૂરી રાખવાં એ એક મહા પાપ છે. કોઇ પણ પ્રાણીની સ્વતંત્રતાનો લોપ કરવો, એ કઠિન હૃદયના માનવીનું કાર્ય છે. વાયુ વિહારી વિહંગને પરાધીનતા પાંજરામાં

પૂરવાનો મનુષ્યને કશો પણ અધિકારજ નથી. સૃષ્ટિમાં સર્વ જીવો સ્વતંત્ર છે, તેમને પરતંત્ર કરવાને પરમાત્મા વિના બીજું કોઇ પણ અધિકારી જ નથી. " માતા ! સંન્યાસીના એ સદુપદેશથી મેં પંખીનું બંધન મોચન કર્યું છે ! મા ! તેમણે કહ્યું છે કેઃ—" બંધન જ સર્વ દુઃખોનું મૂળ છે, બંધન-મોચન જ પરમ સુખ છે ! "

ગોપાળ તોતા પંખીની પેઠે આ બધી વાતો બોલી ગયો. પરંતુ માતાના હૃદયમાં એ સર્વ વાતો વિષમ વિષની પેઠે સાલવા લાગી. શાંતિદેવી ગોપાળનું મુખ ચુમીને બોલી કેઃ—" જે થયું તે થઇ ગયું છે. પણ હવે, આવી રીતે પૈસા નષ્ટ ન કરીશ, ભાઇ ! "

બહારથી તે આવી વાત બોલી ખરી; પરંતુ તેના મનમાં એક દારુણ દુર્ભાવના ઉપસ્થિત થઇ. તે વિચારવા લાગી કેઃ—" બધન-મોચન ! મારાથી નથી સમજી શકાતું કે, ગોપાળના મનમાં શું છે !" તેણે કર જોડી ભગવાનને સ્મરી કહ્યુંઃ-ભગવાન્ ! તું ગોપાળને સુમતિ આપ ! ગોપાળ તારોજ પદાશ્રિત છે ! "

માતાની વાતનો ગોપાળે કાંઈ પણ જવાબ આપ્યો નહિ; પરંતુ મનમાં ને મનમાંજ કહ્યું કેઃ—" જો પૈસા કોઇ પણ વખતે મેળવીશ, તો બંધન-મોચનજ મારા જીવનનો હેતુ થઈ પડશે. "

——:o:——

## ચતુર્થ પરિચ્છેદ.

### સ્વામિસમીપે

" But had no hearts to break his purposes."
—Tennyson.

દિવસ વીતી ગયો. રાત્રિ આવી. પતિ-પત્નીનો સાક્ષાત્ થયો.

શાંતિદેવીનું હૃદય ઉદ્વેગપૂર્ણ હતું. ગોપાળને સાથે લઇ સવારના પ્હોરમાં સ્વામી નાટોર તરફ રવાના થશે, એ વાત સાંભળ્યા પછી તેનું ચિત્ત ચંચળ થઇ ઊઠયું હતું. આ તરફ પાછા, સંન્યાસીની સાથે ગોપાળનો સાક્ષાત્કાર થવાના સમાચારથી અને ગોપાળના મુખેથી 'બંધન-મોચન જ પરમ સુખ' એવી ઉદાસિનતા ભરેલી વાત સાંભળવાથી, તેના ચંચળ ચિત્તની ચિંતાગ્નિમાં જાણે ઈંધન સંયુક્ત થયું હતું.

પતિને શયનગૃહમાં આવેલો જોઇ, પ્રથમ તેણે તેને પૂછ્યું: " ગોપાળની સર્વ વાત સાંભળીને ? "

હરિદેવ રાયે ઉત્તર આપ્યો:—" ગાંડા બાળકની ગાંડાઇની વાતમાં શું સાંભળવું ?

શાંતિદેવીએ કહ્યું:—" સંન્યાસીની સાથે ગોપાળની મુલાકાત થયા પછી ગોપાળને હું કાંઇક જૂદાજ સ્વરૂપમાં જોઇ રહી છું. તેનું મન અત્યંત ઉદાસીન બની ગયું છે. તેના હૃદયમાં 'બંધન-મોચન' નો મહામંત્ર ધુમધાટા કરતો ગાજી રહ્યો છે. એથી મારા મનમાં ઘણી ઘણી આશંકાઓનો ઉદય થાય છે. મારા ભાગ્યમાં શું લખાયું છે,

તે મને કોણ કહી શકે તેમ છે! હાય! મારા બાળકનું મન વિરાગી કેમ થવા માંડયું છે ? ”

હરિદેવે કહ્યું:—નજીવી વાતમાં પણ તું આટલી બધી વિચલિત થઇ જાય છે. નાનાં બાળકની બધી વાતોને શું ગણીને ગાંઠે બંધાતી હશે કે ? બાળક શું બોલ્યા પ્રમાણે વર્ત્તતું હશે કે ? ગોપાળ હજી અણસમજુ છે, તેને ‘ બંધન–મોચન ’ નું કાંઇ જ્ઞાનજ નથી. ”

શાન્તિદેવીએ કહ્યું:—“ એની વાત સાંભળતાંજ મારૂં મન કોણ જાણે શા કારણથી કમ્પી ઊઠયું હતું અને મને અનેક અશુભ લક્ષણો જણાવા માંડયાં હતાં, એથીજ હું અત્યારે તમને આ બધી હૃદયની વાત ખોલીને કહી રહી છું. ”

આમ કહીને શાંતિદેવીએ પૂછયું:—“ વારૂ, કાલે તમે ગોપાળને લઇને નાટોર જવાનું કહેતા હતા, તો આમ એકાએક નાટોર જવાની શી જરૂર છે ? ગોપાળનું શું કામ પડયું છે ? ”

હરિદેવરાયે ઉત્તર આપ્યો:—“ તેં સાંભળ્યું નથી કે, મહારાણી ભવાની પોષ્યપુત્ર ગ્રહણ કરવાની છે ! તેના દીવાન દયારામરાયની સાથે મારી મુલાકાત થઇ હતી. તેમણે ગોપાળને લઇને મને નાટોર આવવાનું કહ્યું છે. આ તરફ પોષ્યપુત્ર ગ્રહણ કરવાના ઉત્સવનિમિત્તે નાટોરના રાજદરબાર તરફથી આમંત્રણ–પત્રિકા પણ આવી છે.”

શાંતિદેવીએ કહ્યું:—“ આમંત્રણ પાળવા માટે તમે જશો તો પણ ચાલી શકશે; એમાં ગોપાળને જવાની શી આવશ્યકતા છે ? શું દીવાને પણ ગોપાળને સાથે લઇ જવાનું કહ્યું છે ? ”

હરિદેવે જવાબ આપ્યો:-“ ના, દીવાને કહ્યું નથી; તેમ છતાં પણ તેને સાથે લઇ જવામાં મારો એક ખાસ હેતુ સમાયલો છે. મહા-

રાણી ભવાનીની નજરમાં જો આપણો ગોપાળ આવી જશે, તો તે અર્ધા બંગાળાનો અધીશ્વર પણ થઇ શકશે. પ્રાણેશ્વરી આ કારણથી જ હું ગોપાળને મારી સાથે લઇ જવાની ઇચ્છા ધરાવું છું."

આ વાત સાંભળીને, શાંતિદેવીના હૃદયમાં જાણે કાંઇ કાંઇ થઈ ઉઠયું. તેણે કહ્યું:—"તમે શું કહો છો, એ હું કાંઈ પણ સમજી શકતી નથી."

હરિદેવ રાયે કહ્યું:—"આપણો ગોપાળ જેવો સુલક્ષણ–સંપન્ન છે, તે પરથી તેને જોતાંની સાથેજ મહારાણીને તે પસંદ પડી જશે.

શાંતિદેવીએ કહ્યું:—"નાટોર જવાનું હોવાથીજ ઘણું કરીને મારા ભવાનીપ્રસાદ તથા રામપ્રસાદની સાથે મારા પિયરમાં ન જતાં, તમે એકદમ અહીં પાછા ચાલ્યા આવ્યા હશો ખરૂં ને વારૂ ?"

હરિદેવે કહ્યું:—હા, એમજ છે. ગોપાળ જો મારી સાથે હોત, તો હું બારોબાર ત્યાંથીજ નાટોર તરફ ચાલ્યો જાત. દિવસ થોડા બાકી છે, તેથી કાલેજ મારે રવાના થવું પડશે. ગોપાળને લેવા માટેજ હું ઘેર આવ્યો છું."

શાંતીદેવીએ કહ્યું:—"તમે શું ત્યારે તમારા મનમાં એમજ ધાર્યું છે કે, ગોપાળને મહારાણી ભવાનીનો દત્તક પુત્ર બનાવવો ? ના—ના, મારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી તો હું મારા ગોપાળને મારાથી જરા પણ વિખૂટો પડવા થઇશ નહિ."

હરિદેવે કહ્યું:—"તું સમજતી નથી ! ગોપાળ રાજા થશે, આપણે અતુલ સંપત્તિના અધિકારી થઇશું. એ શું ઓછા સૌભાગ્યની વાત છે ! ભગવાન જો કૃપા કરી મ્હોં સ્હામું જૂએ, તોજ એવા સૌભાગ્યનો દિવસ સાંપડી શકે, સમજીને શાંતિદેવી !"

શાંતિદેવીએ કહ્યું:—"એવા સૌભાગ્યને હું ઇચ્છતી નથી! ગોપાળને હું કોઇ પણ પ્રકારે છોડવા માગતી નથી. મારો જીવ જશે, તો પણ મારા ગોપાળને હું કોઇને ખોળે બેસાડીશ નહિ. તમો જવાના છો, એથી ગોપાળને નાટોર જવું પડશે નહિ, હું જવા પણ દઇશ નહિ."

હરિદેવે કહ્યું:—"આ શું બોલે છે? મેં તો જવાનો બધો બંદોબસ્ત પણ કરી દીધો છે! સવારમાં પાલખી આવશે; હું ગોપાળને લઇને નાટોર જઇશ!"

શાંતિદેવીએ કહ્યું:—"તમારે જવું હોય, તો ભલે જાવ, ગોપાળને હું કોઈ પણ રીતે મોકલીશ નહિ. મારા અંતરના આરામને હું મારાથી પળવાર પણ વિલો મૂકીશ નહિ."

હરિદેવ રાય સહજ નારાજ થયો. પરંતુ તે ભાવને તે જાહિર ન થવા દેતાં સ્રીને સમજાવવાની કોશિશ કરવા લાગ્યો. તેણે તેને સમજાવ્યું કે:—નાટોરનું ઐશ્વર્ય કેવું મહાન છે, જો ગોપાળ મહારાણીને પસંદ પડી જશે તો એ સર્વ ઐશ્વર્યનો સ્વામી તેજ થશે. તે ઉપરાંત એમ પણ જણાવ્યું કે, ગોપાળ ઐશ્વર્યનો અધિકારી થશે, તો તેમના દિવસો પલટાઇ જશે અને તે સાથે તેઓ સારૂં સુખ સંપાદન કરી શકશે."

પરંતુ શાંતિદેવીનું મન કોઈ પણ રીતે માન્યું નહિ. ભવિષ્યની કોઇ એક અકલ્યાણમયી ભાવનાએ ઘનીભૂત થઇને તેના હૃદયપર પોતાનો સંપૂર્ણ અધિકાર સ્થાપી દીધો. તેણે પોતાના સ્વામીને અત્યંત કરુણ સ્વરથી કહ્યું:—"તમે મને ગમે તેટલી સમજાવશો, તો પણ મારૂં મન કોઇ પણ રીતે સમજશે નહિ. તુચ્છ સંપત્તિની આ-

શાથી પ્રાણાધિક પુત્રને પરહસ્તમાં સમર્પણ કરવાનું સાહસ મારાથી થઇ શકશે નહિ. ”

હરિદેવરાયે ફરીવાર કહ્યું:—“ ગોપાળને હું ત્યાં મૂકી આવવાજ લઇ જાઉં છું, એવો તું સ્વપ્નમાં પણ વિચાર લાવીશ નહિ. ગોપાળના જેવા સેંકડો બાળકો ત્યાં હાજર થશે. તેમાંનો જે બાળક મહારાણીની નજરમાં આવશે, તેનેજ મહારાણી પોતાના પોષ્યપુત્ર તરીકે ગ્રહણ કરશે. સેંકડો સેંકડો બાળકોમાંથી ગોપાળનેજ તે પસંદ કરશે, એવી આશા રાખવી એ માત્ર એક પ્રકારની દુરાશાજ છે ! ”

શાંતિદેવીને સુયોગ મળ્યો. તેણે મનમાં ને મનમાંજ વિચાર્યું કે;—“ ભગવાન કરે ને એ આશા દુરાશાજ થાય ! ” આ પ્રમાણે વિચાર કરી તેણે જાહિર રીતે કહ્યું:—“ ત્યારે પછી તમે ગોપાળને લઈ જવાનો આટલો બધો આગ્રહ કેમ કરો છો ? ”

હરિદેવે કહ્યું:—“ તેનું કારણ કાંઇક જૂદુંજ છે. મહારાણીએ ફરમાનું જાહિર કર્યું છે, કે જેઓ પોતાના મનોનીત પુત્રને સાથે લઇને રાજધાનીમાં આવશે, તેઓ પણ યથેષ્ટ વિદાયગીરીનું સન્માન પ્રાપ્ત કરી શકશે. એટલુંજ નહિ, તે બદલ અમુક ધન જમીન કે સંપત્તિ પણ સંપાદન કરી શકશે. તે ઉપરાંત, આપણું ભાગ્ય જો પ્રસન્ન થાય અને ગોપાળનેજ જો મહારાણી પસંદ કરે, તો પછી બીજી કાંઇ વાત્તજ નથી ! ”

શાંતિદેવીએ કહ્યું:—એવા ભાગ્યને પ્રસન્ન થવાની મને કશી દરકારજ નથી, તેવા ધન, જમીન કે સંપત્તિની મને લેશમાત્ર અભિલાષા પણ નથી. ઇશ્વરે જે કાંઇ આપ્યું છે, તેનાથીજ મને પૂરતો

સંતોષ છે. પુત્ર વેચી પૈસાદાર થવામાં કશો સાર નથી."

હરિદેવે કહ્યું:—"ઇશ્વર ઇચ્છાથી આપણે મઘુ પુત્રો છે, તે-માંના એકને દત્તક આપીને આપણે જો અતુલ સંપત્તિના અધિકારી થઇ શકીએ, તો તે શું વાંછનીય નથી?"

આ વાતે શાંતિદેવીના હૃદયને બાણુની પેઠે વીંધી નાંખ્યું. તેણે ઉશ્કેરાયલા અવાજથી કહ્યું:—"ના—ના! કદાપિ વાંચ્છનીય નથી! જેને બે આંખો છે, તે શું એક આંખને ફોડી નાખી શકે છે! જેને બે હાથ છે, તે શું એક હાથ કાપી આપવાને સમ્મત થાય છે? તમે મને આ શી લાલચ આપો છો. લાલચમાં લપટાય તેવી લલનાઓ અનેક હશે, પણુ પ્રભુ! મને તેવી લાલચુ માનશો નહિ. પુત્રના વિનિમયમાં સંપત્તિ મેળવવીએ શું કોઇ પણ પ્રકારે ઉચિત ગણાય ખઈ કે? જગત્‌માં પુત્ર હશે તો સંપત્તિ ઘણી આવી મળશે! એવી સંપત્તિનું મારે કામજ નથી! ન કરે નારાયણુને કદાચ તેવી દુર્દશાનો દિવસ આવશે તો પતિપત્ની બન્ને મળી ભીખ માગી લાવી આપણે સંતાનોનું પાલન કરીશું, પરંતુ પારકાના હાથમાં પુત્રરૂપી રત્નને કદાપિ સમર્પણુ કરી શકીશું નહિ. નાથ! માયાવિની લક્ષ્મીએ તમારા હૃદયમાં એટલો બધો પ્રબળ અધિકાર જમાવી દીધો છે કે જેના યોગે તમે પુત્રના પ્રેમને પણ વિસરી ગયા છો. મનુષ્ય સંપત્તિ મેળવે છે, ઝાંઝાં થોડાં કરે છે, પણુ તે બધું કોને માટે? કેવળ પુત્રને માટેજ! એજ પુત્રને શું તમે બીજાના હાથમાં વેચી અથવા દત્તક આપી પૈસા પ્રાપ્ત કરવાની અભિલાષા ધરાવો છો? પિતૃપ્રેમને વિસર્જન કરી પુત્રને પરહસ્તમાં સોંપવાને તૈયાર થયા છો?" આમ કહી શાંતિદેવી બન્ને ગાલપરથી આંસુની અવિરલધારા વહેવ-ડાવા લાગી.

પત્ની અત્યંત વિચલિત થઇ છે, એમ ધારીને હરિદેવરાય ધીમે ધીમે તેને કહેવા લાગ્યોઃ—" સારૂં, હું તારી પાસે પ્રતિજ્ઞા કરૂં છું કે, હું ગોપાળને ત્યાં મૂકી આવીશ નહિ. મહારાણી જો કદાચ ગોપાળને પસંદ કરશે, તો પણ હું ગોપાળને ઘેર પાછો લઈ આવીશ. ઘેર લાવ્યા પછી જો તારી ઇચ્છા હશે, તો ગોપાળને મોકલી આપીશું અને ઇચ્છા નહિ હોય, તો નહિ મોકલીએ."

શાન્તિદેવીએ આંસૂ ભરેલી આંખોથી, ગળગળા અવાજથી કહ્યું:—" તો પછી લઈ જવાની જરૂરજ શું છે ? પ્રભુ ! મને બાળકનું ભાવિ ભીષણ જણાય છે."

હરિદેવે કહ્યું:—" એ તો મેં તને પ્રથમથીજ કહી દીધું કે મહારાણીએ પોતાના મનોનીત બાળકને સાથે લઇને રાજધાનીમાં હાજર થવાનું જાહિર ફરમાન બહાર પાડયું છે, છતાં વારંવાર આવો પ્રશ્ન શા માટે પૂછે છે? વળી એકવાર બાળકને સાથે ન લઇ જવાથી મહારાણીના ફરમાનનો અનાદર થશે. શું તું ગોપાળને મારી સાથે ન મોકલીને રાજરાણીની આજ્ઞાનો અનાદર કરવાની અથવા સત્યને છૂપાવી અસત્યને પ્રકટ કરવાની ઇચ્છા ધરાવે છે? રાજરાણીને પણ છેતરવા માગે છે ?"

શાંતિદેવીને વિચાર કરવાનો વખત મળ્યો નહિ. તે ઉદ્વેગને વશ થઇ બોલી ઉઠીઃ—" હા—પુત્રના કલ્યાણ માટે, હું તેમ પણ કરવા માગું છું. સંસારમાં સર્વ સુખોનો સાર માત્ર પુત્રજ છે. હજાર પુત્રની માતા પણ એક પુત્રના વિયોગથી મહાવ્યથિત થાય છે. પુત્રને પરહસ્તમાં સોંપતા કોઇ પણ સ્નેહવતી પુત્રપ્રેમી માતાનું મન માનતું નથી, એ વાતનો તમે વિદ્વાન હોવા છતાં પણ કેમ કાંઇ વિચાર કરતા નથી ?"

હરિદેવે કહ્યું:—" રાજરાણીની પાસે સત્યને છૂપાવી રાખવાથી કિંવા તેની આજ્ઞાનો અનાદર કરવાથી આલોક તથા પરલોકમાં અસહ્ય કષ્ટ ભોગવવું પડશે. તું ધર્મ પરાયણા છે, તું બુદ્ધિમતી; સહધર્મિણી થઇને, શું મને પાપપંકમાં ડૂબવાની સલાહ આપે છે ? "

શાંતિદેવી સંકુચિત થઇ. તે વિચારવા લાગી કે, તે જાણે અનેક અપરાધ કરી બેઠી છે ! ત્યારે અનેક વાતો તેના મનમાં આવવા લાગી. પતિની વાતમાં પ્રતિવાદ કર્યો છે, તેના હૃદયપર આઘાત કર્યો છે, તેને માટે તેણે ઘણો ઘણો પસ્તાવો કર્યો. એક તો પુત્રના ત્યાગની આશંકા અને તે ઉપરાંત અસંતોષ ઉપજાવનારો અનુતાપ એ બન્નેએ મળીને તેના હૃદયપર પોતાની સંપૂર્ણ સત્તા સ્થાપી દીધી.

રડતી રડતી સ્વામીનાં ચરણોમાં પડી શાંતિદેવી બોલી:—"મારા અપરાધને લક્ષમાં લાવશો નહિ. પ્રાણનાથ ! આપને જેમ સારૂં લાગે, તેમ કરો. તેમ છતાં મારી આપને એક છેવટની ભલામણ એ છે કે, રસ્તામાં મારા ગોપાળને જરા પણ દુઃખી થવા દેશો નહિ, રાજધાનીમાંથી પાછા આવતી વેળાયે કોઇ પણ રીતે તેને ત્યાં મૂકતા આવશો નહિ. "

——:o:——

## પંચમ પરિચ્છેદ.



### લોભ

**लोभात् क्रोधः प्रभवति लोभात् कामः प्रजायते ।**
**लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥**
**—हितोपदेश ।**

મહારાણી ભવાની દત્તક પુત્ર ગ્રહણ કરવાની છે, એવા સમાચારથી કેવળ હરિદેવ રાયનું કુટુંબજ ઉદ્વેલિત થઇ ઉઠયું હતું; એમ નહોતું;બંગાળાનાં બીજાં પણ અનેક ઘરો એ આંદોલનથી આંદોલિત થઇ ઊઠયાં હતાં.

કૃષ્ણનાથ રાયને બે પુત્રો હતા. તેની સ્થિતિ જોઇએ તેવી સારી નહોતી. એથી તે એક પુત્રને નાટોર–રાજધાનીમાં લઇ જવા માટે વ્યસ્ત થઇ ગયો હતો. પત્ની મહામાયાની સાથે ઘણા દિવસ થયાં એ સંબંધમાં સલાહ ચાલતી હતી.

કૃષ્ણનાથ કહેતો હતો કે:–" ઘણાં માણસો ઘણાં બાળકોને લઇ જશે; અનેક માણસોની અનેક પ્રકારની સિફારસ ચાલશે; આવી સ્થિતિમાં આપણાં ભાગ્ય એવાં પ્રબળ કયાંથી હશે કે, આપણા રઘુનાથની તરફજ મહારાણીની નજર પડશે ! "

મહામાયાએ કહ્યું:–" એટલા માટે તો હું બે દિવસ અગાઉ લઇ જવાનું કહેતી હતી. પહેલવહેલોજ જો એ એકવાર નજરે પડી જશે, તો મહારાણીને અવસ્ય પસંદજ આવી જશે. માટે હું કહું છું કે, તમે કાલેજ નાટોર તરફ રવાના થાવ. "

કૃષ્ણનાથે કહ્યું:-" આગળથીજ શું તેઓ બાળકને જોશે ? મેં સાંભળ્યું છે કે, જેટલા દેશોમાંથી જેટલા બાળકો જશે, તેઓ સર્વને એકી સાથે બેસાડી રાખીને, મહારાણી ભવાની તેમાંના કોઇ એક સારા મનમાન્યા બાળકને પોતાના પોષ્યપુત્ર તરીકે ગ્રહણ કરશે."

મહામાયાએ કહ્યું:-" પહેલેથી લઇ જઇને કોઇ પણ પ્રકારે એકવાર બતાવી શકશો નહિ ? રાજમહાલયમાં તમે પોતે કદાચ ન જઇ શકો તો, રાજમહાલયના નોકર ચાકરોની સાથે બંદોબસ્ત કરાવીને પણ રઘુનાથને મહાલયમાં મોકલાવી શકો તેમ છો ! એને માટે તેમને કાંઇ આપવું પડે, તો તે ઉત્તમ છે. આપણો રઘુનાથ દેખાવમાં જેવો સુંદર છે, તેથી તેને જોવાથી મહારાણી કદાપિ નાપસંદ કરશે નહિ. ગમે તેમ કરી તમે રઘુનાથને લઇ જઇને મહારાણીની સ્હામે એકવાર હાજર કરવાની વ્યવસ્થા કરો. બે દિવસ અગાઉ જવાથી, તમે એ સર્વ બંદોબસ્ત અવશ્ય કરી શકશો."

કૃષ્ણનાથે કહ્યું:-" કોશિશ કરવામાં કશી ખામી રાખીશ નહિ, રઘુનાથને ગમે તે રીતે ત્યાં મૂકી આવવાનોજ બંદોબસ્ત કરીશ; બસ, કાલેજ હું રવાના થઇશ."

મહામાયા વિચારવા લાગી:-" રઘુનાથ રાજા થશે; અમારાં સર્વ દુઃખો દૂર થશે; અમે રાજ્યના ઐશ્વર્યનાં અધિકારી થઇશું; એનાથી વધારે આનંદની વાત બીજી કઈ હોઇ શકે ?" આવો વિચાર કરી તેણે ખુલ્લી રીતે કહ્યું:-" ગમે તેમ કરીને તમે રઘુનાથને રાણીની નજરે લગાડવાની કોશિશ કરજો, એમાં પાંચ પૈસાનું પાણી થાય કે રાણીનાં માણસોનાં મ્હોં મીઠાં કરવાં પડે, તો પણ કશી કસર રાખશો નહિ."

એમજ નક્કી થયું. બીજે દિવસે પ્રભાતમાં, રઘુનાથને સાથે લઇને, કૃષ્ણનાથ નાટોર, રવાના થશે, એવો બંદોબસ્ત થઇ ગયો. માતા પિતાના મનમાં અનેક અવનવી આશાઓ ઉપજવા લાગી. તેમણે બન્નેએ ખરા જિગરથી ધારી લીધું કે, અમારો રઘુનાથ ખરેખર રાજા થશે, અમો તેને દત્તક આપીને અતુલ સંપત્તિ સંપાદન કરી શકીશું, અમારી આ તદન ગરીબ હાલત પલટાઇ જશે અને અમીરી સાહિબી આવી મળશે.

કૃષ્ણનાથે કહ્યું:–" લક્ષ્મી ! તુંજ જીવનનો સાર છે ! તારા વિના મનુષ્ય અવતાર અફળ છે. તારો પ્રભાવ વિલક્ષણ છે. સમસ્ત સંસાર તારો દાસ છે. 'વસુ વિના નર પશુ' એમાં જરા પણ ખોટું નથી. હાયરે લક્ષ્મી ! હાયરે દોલત ! તારી પણ બલિહારીજ છે !"

મહામાયાના હૃદયમાં પણ પ્રતિધ્વનિ ઉઠયો:–" અર્થ ! તુંજ સાર ! તારા વિના સંસાર અસાર ! અર્થથી સર્વ કાંઇ થઇ શકે છે. 'નાણાં વિના નર નિમાણા' એ કહેવત અક્ષરે અક્ષર ખરી છે ! ધન્ય અર્થ, ધન્ય છે, માયા ! તમો સર્વને હજારોવાર ધન્ય છે ! "

પતિ પત્ની બન્ને જાણાં લક્ષ્મીની લાલચથી વ્યાકુળ થઇને પ્રાણપ્રિય પુત્ર રઘુનાથને વિદાય આપવાને પ્રસ્તુત થયાં.

× × × × × × × ×

બીજે દિવસે પ્રભાતમાં નાટોર તરફ રવાના થતી વેળાયે રઘુનાથ રડી પડયો. પિતા સમજાવવા લાગ્યો:–" નાટોરના નિમંત્રણમાં જવાનું છે, માતાએ સમજાવ્યું કે:–" ઘણું સારૂં સારૂં ખાવાનું મળશે, સારા સારા ઘણા પોશાક મળશે, ઘણા રૂપિયા મળશે, માટે જા

બાઇ, જલ્દી જા ! આમ નાહક હઠ ન કર. તારા પિતા સાથે છે, તો તને શો વાંધો છે ? ”

પરંતુ બાળક જવાને નારાજ થયો. તે રડી રડીને કહેવા લાગ્યો:– “ ના–મા, હું નહિ જાઉં ! ના–બાપા, હું નહિ આવું. હું ખાવાનું ઇચ્છતો નથી, મને રૂપિયાની પણ કશી દરકાર નથી. મને બળાત્કારે ન લઇ જાવ. ”

કૃષ્ણનાથ અને મહામાયાએ તે વાતને કાન પર ધરી નહિ. તેઓ એકવાર ધિક્કારીને તો એકવાર સમજાવીને રઘુનાથને નાટોર જવા માટે સમજાવવા લાગ્યાં.

## ષષ્ટ પરિચ્છેદ.

### બંગાળાની અવસ્થા.

“ Let the dead past bury its dead.”

—Longfellow.

આમે જે સમયની વાર્ત્તા શરૂ કરીએ છીએ, તે સમયે બંગાળાની અવસ્થા ઘણીજ વિપ્લવમય હતી. બંગાળાનું રાજનૈતિક ગગન તે સમયે ઘનઘટાચ્છન્ન હતું. લોકપ્રિય નવાબ અલીવર્દીખાં આ સંસારનો ત્યાગ કરી ગયો હતો. તેના પ્રેમપાત્ર દૌહિત્ર સિરાજુદ્દૌલાએ બંગાળાની મસનદ–રાજગાદી પર અધિકાર સ્થાપી બેઠો હતો. બંગ.

સિંહાસનની ચારે બાજૂએ કારસ્થાનનો જાળ વિસ્તરી પડયો હતો. સર્પપ્રકૃતિ કારસ્થાનીઓની વિષ-જિવ્હાએ વિસ્તાર કરી દીધો હતો.

ઇ. સન ૧૭૫૭ માં બંગાળાપરથી એક વિષમ અશાંતિનો પ્રવાહજ પ્રવાહિત થઈ ગયો હતો. એક તરફ અંગ્રેજ, એક તરફ ફ્રેન્ચ, એક .તરફ મોગલ, એક તરફ મરાઠા, એક તરફ નવાબ, એક તરફ તેના વિશ્વાસ-ઘાતક સોબતીઓ આદિ સર્વેએ માંસલોલુપ માર્જાર ( બિલાડા ) ની પેઠે બંગાળા તરફ પોત-પોતાની લોલુપ દૃષ્ટિ સંચાલન કરી હતી. બંગ-લક્ષ્મી કયે દિવસે કયા ભાગ્યવાનના ગૃહને પવિત્ર કરશે, એનો કોઇનાથી પણ નિર્ણય થઇ શકતો નહોતો. કોઇ ધારતું હતું કે:-" નવાબનો પ્રબળ પ્રતાપ છે, વિશાળ સૈન્ય છે. એથી જે કોઇ એની સ્હામો થશે, તે પાણીના પ્રબળ પ્રવાહમાં તણાતાં તણખલાંની પેઠે તણાઇ જશે; પરાજય પામી પૃથ્વીમાંથી પ્રલય પામશે. "

કોઇ એવી કલ્પના કરતું હતું કે:—" વિશ્વાસઘાતકોનાં ષડયંત્ર-રૂપ પ્રસ્તરસ્તૂપ સ્હામે પડવાથી, તે પ્રવાહનો વેગ આપોઆપ મન્દી-ભૂત થઇ જશે. " કોઈ એમ ધારતું હતું કે:—" ઔરંગજેબના કહેલા તે ' પહાડી ઉંદર ' મરાઠાઓજ અમુક કાળે ભારતના એક છત્ર આધિપત્ય પ્રાપ્ત કરી શકશે. " કોઇની એવી માન્યતા હતી કે:- " દિવસે દિવસે ઉન્નતિ કિંવા અભ્યુદય પ્રાપ્ત કરતી ફ્રેન્ચ-જાતીજ ભારત સામ્રાજ્યની અધીશ્વર થશે. " કોઇ એમ માનતું હતું કે:- દક્ષિણમાં કલાઇવના આકૃષ્ટ અવરોધથી સહુની સકળ આશાઓજ દૂરીભૂત થઇ છે. હવે ઇંગ્લંડની લલાટ લિપિમાં જ ભારત-સામ્રા-જ્ય મળવાના પરિચયનાં લક્ષણો પરિદૃશ્યમાન થઈ રહ્યાં છે. "

ઇ. સ. ૧૭૫૭ ના જૂન માસની ૨૩ મી તારીખનો દિવસ પ્લાસી-ના મેદાનમાં ભાગ્ય પરીક્ષાનો અંતિમ દિવસ હતો. નવાબના ગૃહનો પરિત્યાગ કરીને, સૌભાગ્યલક્ષ્મીએ તે દિવસે અંગ્રેજોનું ગૃહ પવિત્ર કર્યું હતું. ઇતિહાસમાં એ એક સ્મરણીય ઘટના છે ! ”

પ્લાસીના આમ્રકાનનમાં કેટલાક સૈન્ય-સહ કલાઇવની લડાયક તૈયારી, અગણિત સૈન્ય હોવા છતાં પણ મીરજાફર આદિ પ્રમુખ પ્રધાન સેનાપતિઓની વિશ્વાસઘાતકતાથી સિરાજનો પરાજ્ય, નવાબનું પલાયન અને તેનો ભયાનક હત્યાકાણ્ડ, જયોલ્લાસે કલાઇવનો મુર્શીદાબાદમાં પ્રવેશ, મીરજાફરની રાજ્યપ્રાપ્તિ, આદિ સર્વ ઘટનાઓ સર્વના સ્મૃતિ-પટમાં ઉજ્જ્વલ થયેલી છે. ઇતિહાસના વાચકો, એ સર્વ સમાચારથી જાણીતા છે. વિસ્તાર વધી જવ'ના ભયથી અમો આ સ્થળે એ પ્રસંગને ઉપસ્થિત કરવાનું ઉચિત ધારતા નથી.*

સાંભળ્યું છે કે, એ પ્લાસીના યુદ્ધના થોડા વખત પહેલાં નાટોર રાજધાનીમાં મહારાણી ભવાનીનો પોષ્યપુત્ર ગ્રહણ કરવાનો ઉદ્યોગ થયો હતો. એ પ્લાસીના યુદ્ધ પછી જ મહારાણી ભવાનીના દત્તકપુત્ર પુત્ર લેવાના ઉત્સવ-સમારોહથી નાટોર રાજધાની આનંદિત થઈ હતી. પ્લાસીનાં યુદ્ધ પહેલાં કેટલાક દિવસે હો અથવા ત્યાર પછી કેટલાક દિવસે હો, પણ મહારાણીએ જ્યારે દત્તક ગ્રહણ કર્યો, ત્યારે બંગદેશ અનેક પ્રકારે સંકટથી ઘેરાયલો હતો, તેનાં પ્રમાણોનો કશો અભાવજ નથી. ભાગીરથીના પૂર્વ કિનારા અને પશ્ચિમ કિનારા,

* વિશેષ માહીતી માટે અમારા તરફથી સિરાજુદ્દૌલા એ નામનું પુસ્તક હવે પછી બહાર પડશે.

વ્યવસ્થાપક, સ્વં. સ્મા. ગ્રંથમાળા.

બન્ને કિનારાપર ત્યારે અનેક ઉચ્છૃંખતા વિરાજમાન હતી ત્યારે પણ મનુષ્ય-ચોરીનો ભય દૂર થયો નહોતો. ત્યારે પણ લુંટફાટના સમાચાર સર્વદાજ સંભળાતા હતા. મહારાણી ભવાનીએ પોતાના રાજ્યમાં શાંતિ સ્થાપવાની યથાસાધ્ય ચેષ્ટા કરી હતી ખરી, પરંતુ આજુબાજુના ઉપદ્રવથી તે પણ વારંવાર નિષ્ફળ થઇ હતી, એ વાત કહેવાની કશી પણ આવશ્યકતા જ નથી. જેઓ રક્ષક હતા, તે સમયે તેઓજ ભક્ષક થઇ ઉભા હતા. દેશમાં શાંતિનું નામ નહોતું, પ્રજાની આબાદી બિલ્કુલ જળવાતી નહોતી, સર્વત્ર ભીષણ હાહાકાર વ્યાપી ગયો હતો.

---

## સપ્તમ પરિચ્છેદ.

### વિષમ-વિપદ !

"-સવિસ્મયે નિરખી નયનથી નજીકમાં;
ભીષણ ભાવ દર્શાવતી વિકટ પ્રતિમા. "

મેઘનાથ-વધ.

રૂપનગરના છેડાપર કાલ-સરોવર નામનું એક સરોવર અથવા જળાશય હતું.

કાળ સરોવરના કાળા જળમાં કિનારાપરના આંબા-અશોક આદિ વૃક્ષોની છાયા પડતી હતી અને તે સુનીલ ગગનગાત્રમાં વિરાજતી કૃષ્ણ મેઘમાળા સમાન જણાતી હતી. મધ્યાન્હ સમયે, મૃદુ-તરંગોથી, તે કૃષ્ણ-સ્વચ્છ જળરાશિ નાચતો હતો, કુદતો હતો, ખેલતો હતો. કોઇવાર વૃક્ષના ઓથમાંથી આવતા આલોકની રશ્મિ,

જળની સપાટીપર ચકિત દ્રષ્ટિ નાખતી હતી; કોઈવાર ટોળાંબંધ ઉડતાં પંખીઓની ચંચળ છાયાથી, જળ રાશિના વિશાળ અને પ્રશાન્ત વક્ષપર કાળી રેખાનો સંચાર થતો હતો; કોઈવાર દિવસના અવસાન ની આશંકાથી. માળાઓની શોધમાં ફરતાં પક્ષિઓ કલકલ નિનાદથી કિનારાની ભૂમિને કંપાયમાન કરતાં હતાં; કોઈવાર નજીકમાંથી આ- વતી સુંદરીઓના ઝાંઝરના ઝણુકાર અને કંકણના ખખડાટથી મોહન મંત્રનું મધુર સ્મરણ થઈ આવતું હતું.

બે યુવતીઓ તે દિવસે સાંઝે કાલ સરોવરમાં સ્નાન કરવા આવી હતી. તેમના સૌન્દર્યની પ્રભાએ કાળ સરોવરનું કાળું જળ જાણે સુંદર કરી દીધું હતું. સુનીલ ગગનમાં શોભતા નક્ષત્ર–પુષ્પ સમાન અથવા સરોવરના વિકસેલાં કમળોની સમાન, છાતી સુધી ઢંકાઈને તે બન્ને સુંદરીઓ સરોવરમાં સ્નાન કરી રહી હતી અને એ ઉભય સુંદરીઓની કમનીય કાન્તિએ સરોવરના સલિલની સપાટીને પ્રકાશિત કરી દીધી હતી. યુવતીઓ સ્નાન કરતી વેળાયે વાતચીતમાં ભારી મશગુલ થઇ ગઇ હતી. તેમના હાથમાંના કળશો, તરંગના ઉછાળાથી હાલતા ડોલતા નાચતા નાચતા તણાઈ જતા હતા. ઉઘાડું અવગુંઠન વાયુના વેગથી જળની સપાટી સાથે ક્રીડા કરી રહ્યું હતું. તરંગોથી ઉછળતો જળરાશિ છાતી ઓળંગીને, કોઇવાર ગુલાબ જેવા કોમળ ગુલાબી ગાલો અને કોઇવાર વેણીબદ્ધ કૃષ્ણ કેશ–પાશ પાસે આવીને આઘાત કરતો હતો.

બન્ને યુવતીઓમાંની એકનું નામ તારા; બીજીનું નામ શ્યામા હતું.

સાંઝે કાલસરોવરમાં સ્નાન કરવા આવી, એકાંત મેળવી, તેઓ બે ચાર હૃદયની વાતો કહી રહી હતી. વાતની વાતમાં તારાએ

કહ્યું:—" તારા ભાઇ જ્યારે ગયા છે, ત્યારે જરૂર લઇને જ આવશે."

શ્યામા વિશ્વાસ સ્થાપન કરી શકી નહિ. શ્યામાએ ઊંડો નિઃશ્વાસ મૂકી કહ્યું:—" ભાભી એવું મારા ભાગ્યમાં કયાંથી હોય ? જો તેમજ હોય, તો આવા સમાચાર કેમ આવે."

" શ્યામા બ્હેન ! એ સમાચાર બિલકુલ ભરોસાદાર નથી." તારાએ કહ્યું.

" ભાભી ! મારા ભાગ્યમાં બધું બની શકે તેમ છે ! નહિ તો સસરાજી નારાજ કેમ થાય ? "

" એ તો તેઓ રૂપિયાના લોભથી ઢળી પડયા છે ! "

" તેઓ તો આવશે એમ કહી ગયા છે, છતાં કેમ નહિ આવ્યા હોય ? " તારાએ કહ્યું.

" કદાચ કાંઇક જંજાળમાં પડી ગયા હશે. હું ધારૂં છું કે, તેઓ હમણાંજ આવશે મને ખાત્રી છે કે, અમારા જમાઈ એવા માણસ નથી." તારાએ કહ્યું.

" ભાભી ! તું તો મારા સસરાને ઓળખતીજ નથી ! તેઓ તો એક વચની માણસ છે; જેમ ધાર્યું હોય, તેમજ કરે છે ! કોઇની વાતને તેઓ કાનપર ધરતા નથી. એવા જક્કી માણસ આ દુનિયામાં બીજા કોઇ જવલ્લેજ મળી આવશે." શ્યામાએ કહ્યું.

" પણ જમાઇરાજ કંઇ તમારા બાપનો મત ફેરવી શકશે નહિ ! " તારાએ કહ્યું.

" તેમની શી તાકત છે ! બાપની પાસે મ્હોં ઉંચું કરી બોલવાની તેમનામાં તાકાતજ નથી, તો પછી તેઓ મારા બાપની

વાતને શી રીતે માન્ય કરી શકશે, ભાભી ?" શ્યામા બોલી.

"વારૂ, તમને તેડી જવાની જે વાત થઈ હતી, તેનું શું થયું ? તારાએ કહ્યું.

"અરે શું એ તે શું લઇ જવાના હતા ? હવે તો તેઓ નવી વહુ કરીને ઘર માંડશે. તેમને ઘેર મને હવે આશરો મળી શકશે નહિ. ભાભી! એ આશા રાખવી હવે છેક નકામી છે!"

આમ કહીને શ્યામાએ એક ઉંડો નિઃસાસો મૂક્યો.

તારાને હસવું આવ્યું. તે હસવું દબાવીને, તારા બોલીઃ— "જો તેમજ થવાનું હોય, તો પછી તેને માટે આવી નકામી ચિંતા શા માટે કરો છો? જમાઇરાજ જો બીજે લગ્ન કરશે, તો અમે પણ ફરીવાર તમારાં લગ્ન કરીશું." તારા આમ કહી મનમાંજ હસવા લાગી.

શ્યામાને સહેજ ગુસ્સો ચઢયો. શ્યામા બોલીઃ—"બધી વાતમાં તું મશ્કરીજ કરે છે, ભાભી, તારી આ ટેવ મને બિલકુલ પસંદ નથી. હવેથી તું મારી આવી મશ્કરી ન કરતી."

"તમે ધારતાં હશો કે હું તમારી મશ્કરી કરૂં છું, પણ બ્હેન! એમ ધારવામાં તમારી ભૂલ થાય છે. કેમ, પુરુષોજ દશબાર લગ્ન કરી શકે અને સ્ત્રીઓને બીજીવાર લગ્ન કરવાની વાતમાં પણ મોટો દોષ લાગી જાય, એ વળી કયાંનો ન્યાય, કયાંનો ઈન્સાફ! હું ખરૂંજ કહું છું કે, જમાઇ જો બીજાં લગ્ન કરશે, તો હું તમારા ભાઇને કહીને, તમારે માટે કાર્તિકેયના જેવો નવો જમાઈ લાવી આપીશ. કેમ, હવે તો ચિંતા દૂર થઇ ને ?"

"તું ભાભી! શા માટે મશ્કરીમાં નકામો વખત વીતાડે છે! તેઓ કુલીન છે; કુલીનો સો બસો લગ્ન કરી શકે! સસરાજી તેમના દીકરાને એકવાર પરણાવીને નિશ્ચિંત શી રીતે રહી શકે ભાભી! આટલા દિવસમાં પાંચ પંદર વાર લગ્ન કર્યાં નથી, એમાં પણ મારે મારૂં નસીબજ માની લેવું જોઇએ." શ્યામાએ કહ્યું.

"તમે રામને પણ ભજો છો ને રહિમને પણ ભજો છો અથવા દહિમાં ને દૂધમાં બેઉમાં પગ રાખો છો.

તારાઃ—"તું તો બન્ને બાજુ ઢોલકી બજાવે છે. તે ભલને દસ કન્યા પરણે! તે માટે તને આટલી બધી ચિંતા કેમ થાય છે?"

આપણે પોતે બોલીએ તે આપણને શોભા ભર્યું લાગે, પરંતુ તેજ વચનો બીજું કોઈ બોલે તો તે સહન થતું નથી;—માણુસ માત્રનો એજ સ્વભાવ છે, તારાના વચનોથી શ્યામાના હૃદયમાં ભારે ધ્રાસકો પડયો. શ્યામા ઉપરના વાકયોનો જવાબ આપી તારાપર જીત મેળવી શકી નહિ. તેથી તે કાગડાની આંખો જેવી તળાવડીનાં કાળાં પાણીમાં શ્યામાની આંખોનાં અશ્રુઓ પડયાં.

શ્યામાની આંખોપાંથી પાણી પડતું જોઇ તારાનું હૃદય ગળી ગયું તારા સહાનુભૂતિ દર્શાવી બોલી,:—"બહેન! તું ગાંડી થઇ છે કે શું? તેઓના સ્વભાવવાળો માણુસ કદી પણ બીજી પરણવા તૈયાર થાય કે? તું નક્કી માનજે કે, તે તેમ કદી પણ નહિ કરે."

શ્યામાઃ—"ખરૂં કહાવે તો ભાભીના એ સહાસથીજ મને આટલું સાહસ આવ્યું છે, તેનું સરલ મુખડું યાદ આવતાંજ મને નક્કી લાગે છે કે તે કદી પણ મારો ત્યાગ નહિ કરે."

આટલાં વાક્યો બોલતાં બોલતાં શ્યામાની આંખો વળી આંસુથી ભરાઇ આવી.

શ્યામાનાં હૃદયના ઉચ્છ્વાસો નિહાળી તારા સાન્ત્વના કરવા લાગી—"બ્હેન, તું શા માટે આટલી બધી દીલગીર થઈ જાય છે? જ્યારે તારા ભાઇ જાતેજ ગયા છે, ત્યારે પછી શી ચિંતા છે, તે પોતે જમાઇરાજને તેડી લાવશે. હમણાંજ કદાચ આવી પણ પહોંચશે. તું જરા પણ મુંઝાઇશ નહિ."

શ્યામા:—"ભાભી, તથાસ્તુ—તારા મ્હોંમાં સાકર! જો એક વખત તેનું દર્શન થશે, તો હું તેમને પગે પડી વિનંતી કરીશ—"

શ્યામા વધૂ બોલી શકી નહિ. તેની છાતીપર પ્રેમનાં અશ્રુબિન્દુ પડવા લાગ્યાં. તારા નાના—પ્રકારના વાક્યોથી તેને સમજાવવા લાગી. પરંતુ શ્યામાનો ઉદ્વેગથી મુંઝાતો જીવ કંઇ પણ માનતો નહોતો.

વાત વાતમાં ઘણો સમય વીત્યો. સરખી ઉમરના સોબતી વિના બધાંને તેઓની વાતચીતમાં જોડાવું યોગ્ય નહોતું, માટે શ્યામાની વાતોમાં તારા અને તારાની વાતોમાં શ્યામા ભાન ભૂલી ગઇ. બીજાં જે કોઇ તળાવડી પર નહાવા આવ્યાં હતાં, તેઓ ઘેર જતાં રહ્યાં.

શ્યામાનો સંદેહ દૂર થતો નહોતો. તારા તેને સમજાવી સમજાવી થાકી પણ શ્યામાના મનનું સમાધાન ન કરી શકી. સંધ્યાના ડગલે ડગલે જેમ પૃથ્વીપર અંધકાર છવાતો જાય, તેમ શ્યામાના હૃદયમાં અંધકારના ફેલાવા સાથે સાથે નવા નવા સંદેહો અને નિરાશાઓ છવાવા લાગી, તેનું હૃદય છેવટે અંધકારથી છવાઇ ગયું.

આ તરફ ગોધૂલીનો સમય વીતતાં સંધ્યાકાળ થયેલો જોઇ

તારાએ શ્યામાને કહ્યું:-"સંધ્યાકાળ થયો. ચાલ બ્હેન ઘેર જઇએ."

પ્રકૃતિ નિસ્તબ્ધ હતી, કાલાદીઘિનું કાળું પાણી નીરવ હતું, કાંઠાપરના ઝાડો એ નીરવતામાં ગંભીરતા ફેલાવતાં હતાં, કોઇ કોઇ વખતે ઝાડોના મધ્ય ભાગમાંથી એકાદ બે પક્ષીઓનો કલરવ સંભળાતો હતો; કોઇ વખતે એકાદ બે નિશાચર પક્ષીઓ એક ઝાડપરથી બીજાં ઝાડપર ઉડી બેસતાં હતાં; કોઈ વખતે તમરાંના અવાજથી તલાવડીનો એકાદ ભાગ મુખરિત થઇ રહેતો હતો.

તારાના બોલ સાંભળી શ્યામાને ભાન આવ્યું આમ તેમ જોતાંજ બંનેના મનમાં બ્હીક ઉત્પન્ન થઈ; આવે વખતે વિલંબ કરવો યોગ્ય નથી એમ વિચારી બને ઘેર જવા તૈયાર થઇ; ઘાટપરથી ઉઠી પશ્ચિમ તરફનો રસ્તો પકડી, ધીરે ધીરે ઘર તરફ રવાના થઇ.

કાલાદીઘિની પાસેજ વિશાળ મેદાન હતું. તે મેદાનની વચ્ચોવચ્ચ થઇને એક રસ્તો જતો હતો, તે રસ્તે થઇને મેદાન વટાવતાં જ ગામમાં પહોંચાતું હતું. પરંતુ ઘાટ પર થઈ તે રસ્તાપર પગ મૂકતાં જ-એક વિઘ્ન આવી પડ્યું.

બે સૈનિક પુરૂષો તે રસ્તે ઘોડાપર બેસી જતા હતા, સંધ્યાના આરંભમાં મેદાન વચ્ચે, કાલાદીઘિનાં કાળાં પાણીમાંનાં પ્રફુલ્લિ જેવી બે યુવતીઓને જોઇ તેઓએ પોતાના ઘોડા થોભાવ્યા.

એકાએક પોતાના રસ્તા વચ્ચે બે ઘોડેસ્વાર આવી રહેતાં બંને યુવતીઓ ચમકી ઉઠી. પહેલાં તેઓ લગાર શરમાઇ ઘાટ તરફ પાછા જવાનો પ્રયત્ન કરવા લાગી. પરંતુ તેઓને જણાયું કે એ બંને સૈનિકો તેમની પૂઠ પકડી રહ્યા છે, તેઓને અટકાવવા ઇચ્છે છે, ત્યારે તેઓની બ્હીકનો પાર રહ્યો નહિ, તેઓ વધુ દૂર વધી શકી નહિ, તેઓના

પગો લથડવા લાગ્યા, કેડમાંના ઘડા જમીન પર પડયા શરીર થરથર કંપવા લાગ્યું.

તે સૈનિકો મુસલમાન હતા. બંનેના પહેરવેશ એકજ જાતના હતા. બંનેએ એકજ જાતના ઘોડાપર સ્વારી કરી હતી. તેઓ નવાબના અનુચર હતા. એકનું નામ હતું, આલિજાન; બીજાનું નામ હતું મહમ્મદીબેગ બંને યુવતીઓને ભયગ્રત જોઇ મહામ્મદીબેગ બોલી ઉઠયો,–બ્હીશો નહિ ! અમારા વડે તમારૂં પ્રિયજ થશે. અપ્રિય નહિ થાય. "

આલિજાન બોલ્યો,–"તમારૂં સૌભાગ્ય છે કે તમે અમારી નજરે પડયાં, ખુદા તમારૂં દુઃખ દૂર કરશે."

એમ કહી બંને સૈનિકો ઘોડાપરથી નીચે ઉતર્યા. તલાવડીની પાળપરના એક ઝાડને થડે બંને ઘોડાઓને બાંધ્યા. ત્યાર પછી તેઓ પેલી યુવતીઓને પકડવા ચાલ્યા. તેઓએ કહ્યું,–"આવો બીબી સાહેબો આવો ! કંઇ પણ હરકત વિના અમારી સાથે આવો. અમે તમને નવાબની બેગમો બનાવીશું. "

બંને યુવતીઓ ઘાટની પાસે જવા લાગી, ઘુંઘટ વધારવા લાગી. પરંતુ સૈનિકો પોતાનાં કાર્યમાંથી નિવૃત થયા નહિ. બંને યુવતીઓ જેમ જેમ પાછળ હડવા લાગી, તેમ તેમ તેઓ આગળ વધી તેઓને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓ બ્હીક બતાવી, નાના પ્રકારનાં પ્રલોભન બતાવી તેઓને વશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા એકે કહ્યું, " આવો, અમારી સાથે આવશો તો ઘણું માન મળશે, આમ રસ્તામાં ભટકવું પડશે નહિ." બીજાએ કહ્યું–જો સહેલાઈથી વશ નહિ, થાઓ, તો જોર જુલમથી ઘસડી જવાં પડશે, કોઇ અટકાવી શકશે નહિ. "

આલિજાન અને મહમ્મદીબેગે વિચાર કર્યો કે આપણે બંનેએ એકેકને ઘોડાપર નાખી લઇ જવી.

આલિજાને કહ્યું:–" ઘોડા બન્નેનો ભાર સહન કરી શકશે ? "

મહમ્મદીબેગે કહ્યું:–" હવે રસ્તો ક્યાં લાંબો છે ! જરૂર લઇ જઇ શકીશું."

આલિજાને સંદેહ પ્રકાશ કર્યો:–" રસ્તામાં જો કોઈ દેખી જશે તો ? "

મહમ્મદીબેગે કહ્યું:–" રાત્રિનો અંધકાર હમણાંજ છવાઇ જશે; રસ્તાપર લોકોની હેરફેર પણ બંધ પડશે. જો કોઇ જોશે, તોપણ બીજી સહાયતાને અભાવે આપણને અટકાવી શકશે નહિ. "

આલિજાને કહ્યું, " તો પછી અહીં વધૂ વિલંબ કરવો ઉચિત નથી. આ ઘાટપર હંમેશાં માણુસો પાણી ભરવા આવે છે. અકસ્માત્ કોઇ આવી ચડશે તો બધું ધૂળમાં મળશે. "

મહમ્મદીબેગે કહ્યું:–" હવે કોઇપણ આવશે, એવો સંભવજ નથી. તોપણ અહીં વિલંબ કરવો ઉચિત તો નથીજ. અહીંના રસ્તા ખરાબ છે, માટે ચંદ્રનું અજવાળું હોય તે દરમિઆન રવાના થવું એજ ઉચિત છે. જો જરૂર પડશે તો રસ્તામાં કયાંય ડેરશું. ચાલ, તેઓને ઘોડાપર ચડાવી ઘોડા દોડાવી મેલીએ. "

આ વખતે તારા અને શ્યામાને ઉદ્દેશી આલિજાને કહ્યું, "ત્યારે શું તમે કંઇ સાંભળવાનાં નથી ? ત્યારે શું તમને જોર જુલમથી ઘોડાપર ચઢાવવાં પડશે ? "

તારા અને શ્યામા બંને કિંકર્તવ્ય મૂઢ થઈ પડયાં હતાં; બંને જણાં મનમાં પ્રભુનું સ્મરણ કરી પ્રાર્થના કરતાં હતાં કે " હે ગરી-

બના બેલી, વિપદભંજન, દીનાનાથ ! અમ જેવી અભાગિણીઓપર દયા કર ! ”

એકાએક આલિજાનનો કઠોર સ્વર કાનના પડદાપર અથડાવાથી તેઓ કંપવા લાગ્યાં.

કોણ જાણે કયાં ખરાબ મુહૂર્તમાં તેઓ બંને નહાવા આવ્યાં હતાં ! જો નહાવા આવ્યાં હતાં, તો પછી વાતોમાં રહી આટલું બધું મોડું શા માટે કર્યું ? તેઓ જ્યારે આવ્યાં ત્યારે ગામની બીજી સ્ત્રીઓ પણ ઘાટપર હતી. બધી સ્ત્રીઓ પોતપોતાનું કામ પુરૂં કરી ચાલી ગઈ હતી; પણ તેઓ સહુ પાછળ કેમ રહ્યાં ? બીજા દિવસોએ તો તેઓ બંને કોઇ આધેડ ઉમ્મરની સ્ત્રી સાથે નહાવા આવતાં અને તેની સાથેજ ચાલ્યાં જતાં, પરંતુ આજે તેમને આવી દુર્મતિ કેમ સૂઝી ? જો એકલાં આવવાની દુર્મતિ સૂઝી તો પછી બીજાની સાથે કેમ ન ચાલ્યાં ગયાં. જે સુખ દુઃખની આલોચનામાં આટલો સમય વીત્યો, તે આલોચના તો ઘેર બેઠાં પણ થઇ શકત !

તે વખતની દેશની શોચનીય અવસ્થા અત્યારે કોઇથી અજાણી નથી. મરાઠાઓની બ્હીક તે વખતે ભલભલાનાં દિલ કંપાવતી ‘ મરાઠાઓ આવે છે ’ એમ સાંભળતાંજ ગામમાં હાહાકાર ફેલાઇ જતો, કોઈ ગામ છોડી જંગલમાં છૂપાતાં તેવીજ બ્હીક મોગલ–પઠાણની હતી. ફોજ આવે છે એવા સમાચાર મળતાંજ અનેક કુળકામિનીઓ વપરાએલાં હાલ્લાં માથાપર ઢાંકી પાણીનાં સ્થાનમાં ડુબકી દઇ રહેતી હતી. ધર્મરક્ષા અને આત્મરક્ષા માટે સુંદરીઓને પોતાનું સ્વાભાવિક સૌન્દર્ય વિકૃત કરવું પડતું, સૌન્દર્યરૂપી પ્રભુનાં દાનને સ્વેચ્છાપૂર્વક તરછોડવું પડતું.

દેશની આવી દુઃખી હાલતમાં તારા અને શ્યામા કોણ જાણે ક્યાં સાહસનો આધાર રાખી સંધ્યાકાળ પછી પણ તળાવડીના વિજન કિનારાપર વાતો કરતાં હશે ?

મહમ્મદી બેગ અને આલિજાન મીઠાં કે ભયપ્રદર્શક વાક્યો વડે તારા કે શ્યામાને વશ કરી શક્યા નહિ, ત્યારે તેઓ તેમને જોરજુલમથી તાબે કરવા તૈયાર થયા. લાંબો હાથ કરી એ અસુરના જેવાં બળવાળા અધમો દેવીસ્વરૂપ કામિનીઓને ગ્રસવા તૈયાર થયા.

"અડકશો નહિ !—અડકશો નહિ !" તારા અને શ્યામા એકી અવાજે પોકાર કરી ઉઠી. સૈનિક જેમ જેમ આગળ વધવા લાગ્યા, તેમ તેમ તે બંને પાછળ હઠવા લાગી.

સૈનિકોની મરજી હોત તો તેઓ ક્યારના એ અબળાઓને વશ કરી શકત, પરંતુ તેઓનો વિચાર જેમ બને તેમ સમજાવી સમજાવી કામ લેવાનો હોવાથી તેઓએ અત્યારસુધી કંઇ જોર વાપર્યું નહોતું. તેઓ સમજતા હતા કે બે સ્ત્રીઓને ઘોડાપર ચઢાવી લઇ જવામાં બરજોરીનું કામ નથી. જો તેઓ પોતાની મેળે ઘોડાપર ન ચઢે તો તેઓને ઘોડાપર ચઢાવવાનું કામ ઘણું કઠણ હતું, જો તેઓ રસ્તામાં બૂમબરાડા પાડે તો રસ્તામાંજ કંઇ અડચણ આવી પડે. આવા વિચારથી તેઓ જેમ બને તેમ નરમાશથી કામ લેવા માગતા હતા. પણ જ્યારે નરમાશથી કાર્યસિદ્ધિ થાય તેમ ન જણાયું, ત્યારે તેઓ જોર વાપરવા તૈયાર થયા.

તૃતીયાનો ચંદ્ર જરા જરા પ્રકાશ ફેલાવતો હતો, અને તે જ્યોત્સ્નાના પ્રકાશમાં બંને સુંદરીઓની મુખ-જ્યોતિ ખીલી રહી હતી. આથી બંને સૈનિકો કેઇ પણ રીતે પોતાનો લોભ તજી શક્યા નહિ.

મહમ્મદી બેગે આલિજાનને કહ્યું:–"આલિ! સહજમાં કંઇ વળે તેવું નથી. ચાલ પ્રથમ તેનો સ્પર્શ કરીએ મ્હોંમાં થુંકીએ, તેની જાતને ભ્રષ્ટ કરીએ;—એટલે એની મેળે વશ થશે. મ્હેં આવી અનેક સ્ત્રીઓને પકડી છે. તેઓ પ્રથમ કોઇ કાળે માનતી નથી. પરંતુ જ્યારે તેઓને પકડી તેનાં મ્હોંમાં થુંકીએ અને તેની જાત વટલી એમ કહીએ એટલે તેઓ મૂગી મૂગી પાછળ ચાલી આવે. હિંદુઓની કન્યાઓને વશ કરવાનો એ રામબાણ ઉપાય છે. આવ, આપણે પ્રથમ બંનેને પકડીએ, ત્યાર પછી તેનાં મ્હોંમાં થુંકીએ, એટલે એની મેળે સીધી દોર બની જશે. ત્યારે તેઓ સાથે આવવામાં પણ કંઇ આનાકાની કરશે નહિ.

આલિજાન:—"ભાઇ, તું ઠીક કહે છે. ચાલ ત્યારે તેમજ કરીએ."

તારા અને શ્યામાએ પહેલાં ધાર્યું હતું કે આપણે આ અસુરોને વિનવિ પ્રાણ ભિક્ષા માગીશું; કહેશું કે "તમે અમારા ધર્મ પિતા છો, તમે અમારી રક્ષા કરો" પરંતુ જ્યારે તેઓનાં છેલ્લાં વચનો સાંભળ્યાં, જ્યારે તેઓએ જાણ્યું કે તેઓ જોર જુલમથી અમારી જાત ભ્રષ્ટ કરવા તૈયાર થયા છે, અને તેમ કરવાથી તે જરા પણ હઠે તેમ નથી; ત્યારે તેઓએ કાનમાં કંઇ વાત કરી—બંનેનાં હૃદયમાં કોણ જાણે કઇ વિદ્યુત શક્તિ દાખલ થઇ કે તેઓ—ભીરૂતા તજી પેલા નૃશંસ રાક્ષસોને ધમકાવવા લાગી. તેમને ધમકાવતી ધમકાવતી બન્ને એકી અવાજે બોલી ઉઠી, "ખબરદાર! અમારો સ્પર્શ કરતા નહિ."

શ્યામા સિંહણની માફક ગર્જિ ઉઠી—"પાપમતિ પિશાચો! આગળ વધતા નહિ. તમે નક્કી માનજો કે અમારામાં જીવ છે, ત્યાં સુધી તમે અમને વટલાવી શકવાના નથી, અમારો સ્પર્શ પણ કરી

શકવાના નથી. તમે એક ડગલું પણ આગળ વધશો તો અમે આ તળાવડીના પાણીમાં કુદી પડીશું."

આલિજાને પૂછ્યું:–"મહમ્મદી ! એ શું કહે છે?"

મહમ્મદીએ જવાબ આપ્યો:—"હિંદુની સ્ત્રીઓ પ્રથમ એવા જ તડાકા મારે છે! પરંતુ જ્યારે પકડાય છે, ત્યારે એની મેળે શાંત થઇ જાય છે. ચાલ, હવે વિલંબ ન કર! પેલીને હું પકડું છું, તું બીજીને પકડ."

આ વખતે જેવા બંને જણ આગળ વધવા જાય છે, તેવોજ કાલાદીધિનાં પાણીમાં કંઈ પડવાનો અવાજ સંભળાયો.

પાણી કંપી ઉઠયું, કિનારો કંપી ઉઠયો, કિનારાપરનાં વૃક્ષાદિ કંપી ઉઠયાં, ઝાડની ડાળીએ બાંધેલા ઘોડાઓ ચમકી ઉઠયા, ચમકવાથી તેઓની લગામો તૂટી ગઇ. શબ્દ સાંભળી પાણી તરફ જોઇ બ્હીકથી વિહ્વળ બના બંને ઘોડાઓ નાઠા; વૃક્ષની શાખાઓ પર સુપ્તમ પક્ષીઓ કલરવ કરી ઉઠયાં, એકી સાથે તેઓની પાંખોનો ફફડાટ થઈ રહ્યો. તે પતન શબ્દે તે પક્ષીઓની પાંખોથી ફરકતા વાયુના શબ્દ સાથે માગી મેદાન કંપાવી મૂકયું.

આલિજાન અને મહમ્મદી બેગનો જીવ પણ કંપવા લાગ્યો. એક ક્ષણ પહેલાં જે પ્રકૃતિ નિસ્તબ્ધતા અવલંબન કરી રહી હતી, તેજ પ્રકૃતિ અત્યારે વિક્ષોભિત થઇ ઉઠી. વાયુ વિના નિષ્કમ્પ વેલ વિષમ વાયુના પ્રવાહથી કંપવા લાગી.

આકાશમાંના તૃતીયાના ચંદ્રે પોતાની શાંત કિરણચ્છટા તળાવડી-ના કાળાંજળ પરથી સંકેલી લીધી. ચંદ્રનું ઝાંખુ અજવાળું જતું રહેવાથી તળાવડીના પાણીમાંના પરપોટા પણ દેખાતા બંધ થયા. તળાવડીનાં કાળાં પાણીમાં અને નિશાના અંધકારમાં તારા અને શ્યામાનાં જ્યોતિર્મય દેહ વિલીન થઇ ગયા.

———•———

## અષ્ટમ પરિચ્છેદ.

---

### રાય—પરિવાર.

सुखस्यानन्तरं दुःखं दुःखस्यानन्तरं सुखं ।
सुखं दुःखं मनुष्याणां चक्रवत् परिवर्त्तते ॥

-व्यास-वाक्य ।

મુર્શિદાબાદથી પગરસ્તે રાજશાહી પરગણામાં જતાં રસ્તાની બાજુએ રૂપનગરના રાય-પરિવારનું ઘર દૃષ્ટિગોચર થાય છે. રાયનું કુટુંબ બહુ આબરૂદાર વંશનું કુટુંબ હતું. એક વખતે આ વિભાગમાં તેઓ સંપત્તિશાળી ગણાતું હતું. પરંતુ ચાર વરસ પહેલાં મરાઠાઓના લૂટફાટમાં તેઓનું ઘર લૂટાયું. ત્યારથી તેઓની પડતી થઇ. ત્યારથી તેમનાં ઘરની શોભા જતી રહી, પૂજા પર્વો બંધ થયાં, અને તેમનાં કુટુંબમાં દુઃખે કાયમનો ધામો નાંખ્યો.

કાશીનાથરાય,—રાય પરિવારના જે ભાગ્યવાન પુરૂષ હતા, તેઓએ લૂટફાટમાં ઘવાઇ આલોક તજી સુરધામવાસી થયા. લૂટફાટ પછી તેઓ માત્ર બે દિવસજ જીવ્યા હતા; પરંતુ ઘવાયા પછી તેની જીભ બંધ થઇ હતી. ધીંગાણું અટકાવતાં તેનાં ધડપર તરવારનો ઘા પડયો હતો. તે આઘાતથી તેઓ ધરાશાયી થયા. તે જમીનપર પડયા બાદ ધીંગાણું મચાવનારાઓએ તેનું ઘરબાર લૂટયું, અને લૂટયા બાદ ઘરને સળગાવી મૂક્યું.

કાલીનાથરાયના નાનાભાઇ કૃષ્ણનાથરાય તે વખતે ઘેર નહોતા. પોતાના પુત્ર શિવનાથને સાથે લઇ તેઓ નિમંત્રણ હોવાથી નાટોર ગયા હતા. ધીંગાણાં પછી બે ત્રણ દિવસબાદ જ્યારે તેઓ ઘેર પાછા આવ્યા ત્યારે તેઓએ જોયું કે—મોટા ભાઇ મરી ગયા છે, ઘરબાર બળી ગયું છે, કુટુંબ રસ્તાપર બેઠું છે. એ દૃશ્ય જોઇ કૃષ્ણનાથનાં માથાંપર જાણે આકાશ તૂટી પડયું. તેવી અવસ્થામાં આવી પડતાં મનુષ્ય કદીપણ સુસ્થ રહી શકે નહિ, કદીપણ આત્મ-સંવરણ કરી શકે નહિ. પરંતુ તેમના પુત્ર શિવનાથે તેમને ધીરજ આપી. શિવનાથ પિતાને સમજાવવા લાગ્યો, "–પિતાજી, આપ ધીરજ નહિ રાખો તો અમે કયાં ઉભાં રહીશું ? આ કોને આશ્રયે રહેશે ? જે ગયું છે, તે તો કદી પણ પાછું આવવાનું નથી. પરંતુ ગયું તેની સાથે શું બધાંને મોકલવા ઇચ્છો છો ? " શિવનાથનાં આ વાકયથી, પુત્ર–પુત્રવધૂ–કન્યા વગેરેનાં મ્હોં તરફ જોઇ કૃષ્ણનાથે ધૈર્ય ધારણ કર્યું. ધીમે ધીમે ઘરબાર તૈયાર થયાં. ધીમે ધીમે બળેલ ઘર પાછું વપરાશ જેવું કર્યું. પરંતુ એ ભયંકર અગ્નિકાંડનાં સ્મૃતિ ચિન્હોનો એકીવારે તદ્દન નાશ કરી શકાયો નહિ. કારણ કે અમે જે સમયની વાત કરીએ છીએ તે વખતે પણ દેવમંદિરની દિવાલોને સમરાવવાનું કાર્ય તેની શક્તિ બહારનું હતું. તે દિવાલોનાં બળેલાં ભીંતડાં હજુ પણ એ ધીંગાણાની યાદગીરી રાખી રહ્યાં હતાં.

પરંતુ જવાદો એ વાત ! એ ભૂતકાલની વાતો સંભાળવાથી અત્યારે શો લાભ થવાનો છે ? અગાઉ જે ઘરમાં દરરોજ બે વખત એક સો માણસો પતરાળાં નાખતાં હતાં, તે ઘરમાં અત્યારે મહાકષ્ટે ગુજરાન ચલાવતાં પાંચ માણસો કંગાળ હાલતમાં વસે છે. તે ઘરનો

જુનો ઇતિહાસ અત્યારે દંતકથા જેવો ગણાતો હતો. માટે અમે તે પરિવારનો વિસ્તૃત ઇતિહાસ ન આપતાં ફક્ત તેનો આભાસ આપવાનોજ પ્રયત્ન કર્યો છે.

અમે અગાઉ કહ્યું છે કે કૃષ્ણનાથરાયનાં કુટુંબમાં અત્યારે સ્ત્રી પુરૂષ મળી પાંચ માણસો છે. સ્વર્ગીય કાલીનાથરાયને કંઇપણ સંતતિ નહોતી. આથી તેની પત્ની શિવાણીદેવી અત્યારે કાશીવાસી થયાં હતાં. કૃષ્ણનાથની સ્ત્રીનું નામ મહામાયા હતું. તેને છોકરાંમાં બે પુત્ર અને એક કન્યા હતી, નાના પુત્ર રઘુનાથને મહારાણી ભવાનીને પોષ્યપુત્ર તરીકે આપવાના પ્રયત્નની વાત અમે અગાઉ જણાવી ગયા છીએ. મોટા પુત્રનું નામ શિવનાથ હતું. તેનો વિવાહ થયો હતો. તેની સ્ત્રીનું નામ તારાસુંદરી હતું. કૃષ્ણનાથની કન્યા વિવાહિતા હતી. તેનું નામ હતું-શ્યામાસુંદરી. બે મુસલમાનોનાં આક્રમણમાંથી બચવા માટે કાલાદીધિનાં પાણીમાં જે બે યુવતીઓએ ચિર સમાધિ લીધી હતી, તેઓ રાય મહાશયની કન્યા અને પુત્રવધૂ હતી.

---

## નવમ પરિચ્છેદ.

### "ક્યાં ગયાં?"

"Where art thou, my beloved son,
Where art thou?

—Wordsworth.

સન્ધ્યાકાળ વીતી ગયો; કન્યા અને પુત્રવધૂ ઘેર આવ્યાં નહિ. મહામાયા બેબાકળી બની ગઈ. પાડોશી આડોશીમાંનાં જેઓ કાલાદીધિપર નાહવા ગયાં હતાં, તેમને પોતાની પુત્રી તથા પુત્રવધૂની

ખબર પૂછવા લાગી: તેઓ બધાં તો ઘાટપરથી પાછાં ફર્યાં હતાં, પરંતુ તેઓ કેમ ન આવ્યાં?

નિસ્તારિણી દેવી સંધ્યાકાળ શરૂ થતાંજ ઘાટ પરથી ઘેર આવી હતી, પરંતુ તેણે જણાવ્યું કે મેં બેમાંથી કોઇને ઘાટપર જોયાં નથી. પરંતુ કાદમ્બિની કહે છે કે "હું સંધ્યાકાળ પછી તેને વાતો કરતી જોઇ આવી છું." બે માણસો બે પ્રકારે બોલે છે! આ પણ એક સમસ્યા! આ સંસારમાં ઘણો વખત અનેક ઘટનાઓ આ પ્રમાણે સમસ્યામય થઇ પડે છે.

તારા અને શ્યામા ત્યારે ક્યાં ગયાં? ઘાટપર તેઓ કદીપણ આટલો વિલંબ તો કરતાં નહિ!

મહામાયાએ ગામનાં ઘરેઘર તપાસ્યાં, જે જે ઘાટપર ગયું હતું, તેઓ બધાં પાછાં વળ્યાં હતાં, ત્યારે તેઓ કેમ ન આવ્યાં.

ત્યારે શું તેઓ કંઇ વિપત્તિમાં ફસી પડયાં હશે, અગર વિપત્તિમાં પડી જળ મગ્ન થયાં હશે.

કાલાદીઘિ એક જબર તલાવડી હતી. આ કાંઠેથી બીજે કાંઠે દૃષ્ટિ પડતી નહિ. વર્ષાઋતુમાં તેનું પાણી જમીનની સપાટી સુધી ચઢતું. તે વખતે તલાવડીમાં મગરનો ઉપદ્રવ મચી રહેતો. કેટલાંક વર્ષ પહેલાં એક ગાયને મગર ઘસડી ગયો હતો એવી વાત સંભળાતી હતી.

તલાવડીના જમણા કિનારે એક જબરૂં વડનું ઝાડ હતું, ગામનાં બધાં માણસો ધારતાં હતાં કે તે વડમાં ભૂત રહે છે. ત્રણ દિવસ પહેલાં ભૂતનાથની માએ તે ભૂતના દાંત જોયા હતા. હરમણીનો ભાણેજ ખોવાયો ત્યારે પણ તેને દૃઢ વિશ્વાસ બંધાયો હતો કે કાલાદીઘિનાં ભૂતનુંજ એ કાર્ય છે. આ સિવાય બીજી અનેક વાતો કાલાદીઘિની ખ્યાતિમાં વધારો કરતી હતી.

આ પ્રદેશમાં જેટલાં ડોસાડોસી હતાં, તેમાં ગોવર્ધનની મા બધા કરતાં ઉમરે મોટી હતી. આથી તમામ માણુસો તેનું વચન વેદવાક્ય સમાન માનતાં હતાં. તે કાલાદીધિ વિષે જે જે વાતો સંભળાવતી હતી તે તે વાતો શરીરને કંપાવી મૂકવા પુરતી હતી. તે કહેતી કે—તેણે તેમના દાદા પાસે આ વાત સાંભળી હતી. અહીં વિક્રમરાજાની રાજધાની હતી. એક દિવસ સંધ્યાકાળ વખતે ભારે વાવાઝોડું થયું;–આખી રાત એ વાવાઝોડાંએ પોતાનું જોર બતાવ્યું. સવારે વાવાઝોડું થંભ્યું ત્યારે આજુબાજુનાં લોકો રાજધાનીમાં જવા નીકળ્યાં, પરંતુ રાજધાનીને સ્થળે જૂએ છે તો ત્યાં રાજધાનીનું નિશાન પણુ ન મળે, તેને બદલે એક જબર તળાવ પોતાની વિશાળ કાયા પ્રસારી પડયું છે. એ તલાવ તે આપણી કાલાદીધિ એ જોવા આવનાર માણુસોએ સાંભળ્યું કે ડાકણીઓ રાજધાનીને બીજા દેશમાં ઉપાડી ગઇ છે. અને આ તળાવને અહીં રાખતી ગઇ છે.

ગમે તે કારણુ હો, પણુ ગામનાં લોકોને મન કાલાદીધિ એ ભયનું સ્થાન થઇ પડયું હતું

કન્યા અને પુત્રવધુ રાત્રિ પડી તો પણુ ઘેર આવ્યાં નહિ, તેથી મહામાયાના મનમાં આ બધી વાતો ખડી થઇ. જેમ જેમ તે પુત્રી અને પુત્રવધુની વાત યાદ કરતી ગઈ. તેમ તેમ કાલાદીધિની પૂર્વસ્મૃતિ તાજી થવા લાગી. પાડોશીઓ પણુ દિલાસો આપવાને બદલે આ બ્હીકને પોષે તેથી વાતો કરવા લાગી. મહામાયા પોતાની પુત્રી અને પુત્રવધૂને ખોળવા કાલાદીધિ તરફ માણુસો મોકલવાનું પણુ ભૂલી. તેમ કરવા જેટલી સગવડ પણુ ન મળી.

શિવનાથ ઘેર નહેતો. જમાઇ બીજી સ્રી પરણુવા તૈયાર થયો

છે, એવી વાત સાંભળી તે તેમને તે કામથી અટકાવવા તથા પોતાને ઘેર લાવવા તેને ઘેર ગયો છે. કૃષ્ણનાથ નિમંત્રણ મળવાથી નાના પુત્ર રઘુનાથને લઇ નાટોર તરફ ગયો છે. ત્યાં મહારાણી ભવાની દત્તકપુત્ર ગ્રહણ કરવાનાં હતાં. કદાચ રઘુનાથ મહારાણીને પસંદ પડે એવી આશાથીજ કૃષ્ણનાથ નાટોર ગયો હતો, આમ હોવાથી તારા અને શ્યામાની ખોળ કોણ કરે ?

હરિ સરદારને બોલાવી મહામાયાએ ઘણી વિનંતિ કરી. તેની સાથે જવાનું પણ કર્યું. આ રીતે પુત્રી–પુત્રવધૂની ખોળ માટે મહામાયા જાતે તૈયાર થઇ.

હરિ સરદાર પાંચુઘોષને સાથે લઇ જવાની તૈયારી કરતો હતો, તે સમયે જમાઇરાજ સાથે શિવનાથ ઘેર આવી પહોંચ્યો.

ઘણા દિવસે જમાઇરાજ ઘેર આવ્યા હતા. તેઓ બીજી સ્ત્રી પરણે છે, એ વાત સાંભળતાંજ મહામાયા દારૂણ દુ:ખથી અસ્તવ્યસ્ત થઇ રહી હતી, આવી સ્થિતિમાં જમાઇને સાથે લઇ શિવનાથ ઘેર આવી પહોંચ્યો. અન્ય સમય હોત તો મહામાયાના આનંદની સીમા ન રહેત. પરંતુ આજ તો હરખમાં વિષાદ ઉત્પન્ન થયો.

મહામાયાનો જમાઇ અને પુત્ર ઘેર આવ્યા ખરા; પરંતુ તેની કન્યા અને પુત્રવધૂ ક્યાં ? જે કન્યાની ચિંતાથી મહામાયા આહાર નિદ્રા તજી બેઠી હતી; જમાઈ બીજી પરણે છે એવા સમાચારથી જેનું હૃદય ભાંગી પડયું હતું; આજે તે આહાર નિદ્રા તજવામાં કારણ રૂપ શ્યામા ક્યાં ? તેનો પુત્ર ઘેર આવ્યો; પરંતુ તેની પ્રફુલ્લકમળ સરખાં હસતાં મુખવાળી પુત્રવધૂ ક્યાં ગઈ!

જમાઇ સાથે શિવનાથને જોતાંજ મહામાયાનો શોક ઉછળી

પડ્યો. મહામાયા રડી પડી મહામાયાનાં રૂદને બધી વાત જણાવી દીધી. શિવનાથ એક પછી એક સમસ્ત વાત જાણી ગયો. જમાઇ શંભુનાથ પણ સ્થિતિ સમજી ગયો. તરતજ શોધખોળ શરૂ થઇ. શિવનાથ અને શંભુનાથ બંને થોડાં માણસો સાથે કાલાદીધિ તરફ રવાના થયા. મનુષ્યની કુતૂહલતાની હદ નથી. જે માણસો થોડીવાર પહેલાં મહામાયાની આજીજી છતાં તપાસ કરવા તૈયાર નહોતા થતા, તેઓ બધા શિવનાથની પાછળ કાલાદીધિ તરફ ચાલ્યા. કોઇના હાથમાં મશાલ, કોઇના હાથમાં લાકડીઓ, તો કોઇના હાથમાં બીજાં હથીઆરો હતા. કોઇએ તલાવડીમાં નાખવાની જાળ લીધી હતી, કોઇ હોડી શોધવા નીકળ્યા હતા. જેઓને કંઇ ન મળ્યું, તેઓ ઝાડની ડાળી તોડી હાથમાં રાખી પાછળ પાછળ ચાલવા લાગ્યા.

તૈયારી કરતાં કરતાં પરોઢિયું થવા આવ્યું. કેટલોક સામાન એકઠો કરતાં બહુવાર થઇ. કેટલાક માણસો રાતના વખતે કાલાદીધિ તરફ જવું સારૂં નથી એવો વિચાર દર્શાવતા હોવાથી તેઓને સમજાવતાં જરા વિલંબ થયો. આ પ્રમાણે આ સરઘસ જ્યારે કાલાદીધિને કિનારે પહોંચ્યું ત્યારે સવાર થવાને થોડીજ વાર હતી.

શોધ શરૂ થઇ સવાર થયું. બે પહોર વીતી ગયા. સંધ્યાકાળ થયો. પરંતુ ક્યાં—તારા અને શ્યામા ક્યાં ? કોઇની ભાળ મળીજ નહિ.

જેઓએ કહ્યું હતું કે ' તેઓ ડુબી ગયાં છે; માટે ચોવિસ કલાક પછી પાણીપર આવશે '—તેઓ પણ નિરાશ થયા. જેઓ ભૂત પર સંદેહ રાખતા હતા, તેઓ માનતા હતા કે ભૂત તેને ઝાડ પર ઉઠાવી ગયું હશે, પરંતુ ઝાડ પર નજર નાખતાં તેની કંઇ સાબીતિ મળી નહિ.

મહામાયાનાં રૂદનથી આકાશ વિદીર્ણ થવા લાગ્યું "હાય! તેઓ ક્યાં ગયાં?" એ સ્વરથી મહામાયા ગામ ગજાવવા લાગી. શિવનાથ અને સંભુનાથનાં હૃદયમાં પણ પડઘા પડવા લાગ્યાઃ—"હાય! તેઓ ક્યાં ગયાં?"

---

## દશમ પરિચ્છેદ.

### દૈવનું હાસ્ય.

"Misfortune never comes alone"

—Proverb.

કોણ કહે છે કે હાસ્ય પછી રૂદન, રૂદન પછી હાસ્ય—સુખ પછી દુઃખ એમ ચક્રની માફક ફરે છે? જો તેમજ હોય તો કોઇ કોઇની જિંદગી કેવળ સુખના ઉલ્લાસથીજ કેમ વીતે છે? અને કોઇની જિંદગીમાં કેવળ મર્મભેદી રૂદનની ચીસોજ કેમ સંભળાય છે? જો તેમજ હોય તો પછી કોઇને માટે સુખપર સુખના થરો શા માટે ગોઠવાય છે?—અને કોઇની પીઠ પર તરવારના ઘા, પરઘા કેમ પડયે જાય છે?

કૃષ્ણનાથ રાય મોટી આશાએ નાટોર ગયા હતા. ધાર્યું હતું કે રઘુનાથને દત્તક રૂપે આપી સંસારની બધી ચિંતાથી મુક્ત થઇશ, અને રાયવંશની પૂર્વની આબરૂ પણ મેળવી શકીશ. પરંતુ વિધાતાના વિષમ ચક્રથી કોણ જાણીતું હોય છે? તેનો રઘુનાથ અનિંદ્ય રૂપવાન હોવા છતાં માહારાણીનું ચિત્ત ખેંચી શક્યો નહિ! તે મનમાં જે સ્વપ્ન સૃષ્ટિ રચી તેનાં સુખમાં ગુલતાન થઈ ગએલ હતા, તે સ્વપ્ન સૃષ્ટિ હરિદેવરાયનો પુત્ર દત્તક તરીકે સ્વીકારતાં ઉડી ગઈ.

અતિ દીલગીર ચહેરે કૃષ્ણનાથ નાટોર છોડી નીકળ્યા. તેજ વખતે રસ્તામાં રઘુનાથ બિમાર પડયો.

નાટોરથી રૂપનગર બે દિવસનો રસ્તો હતો. તેઓ પરોઢિયાંમાં નાટોરથી રવાના થએલા હોવાથી એક પહોર દિવસ ચઢયો ત્યાંતો પદ્મા નદીને કિનારે આવી પહોંચ્યા.

વૈશાખ માસ ચાલતો હતો તાપ તો કહે મારૂંજ કામ! સન્મુખ વિશાળ મેદાન ગરમીના ભડકા પ્રસરાવતું હતું. પાસે નાનાં ગામડાનું ચિહ્ન પણ જણાતું નહોતું. ક્ષણે ક્ષણે વંટોળથી પદ્માનદીના પટમાંની રેતી ઉડતી હતી. વખતોવખત વાયુના સપાટા સાથે લૂનો ઝપાટો આવીજ જતો હતો. આવા સમયમાં પશુપક્ષી કીટ પતંગ જેવાં ક્ષુદ્ર પ્રાણીઓ ઝાડની છાયામાં વિસામો લેતાં હતાં. કોઈ કોઇ ખેડુત ખાંધ પર કોસ લઈ ઘર તરફ જતા હતા. આકાશમાં કોઇ કોઈ જગાએ એકાદ બે વાદળાં વિચરતાં જણાતાં હતાં. કોઇ વખતે વિશાળ આકાશનાં ખોળામાં એકાદ બે પક્ષીઓ પોતાની પાંખો પ્રસારી ઉડતાં હતાં.

ગરમીથી બધાં પરસેવાથી નીતરી રહ્યાં હતાં, ગરમીથી કાયર થઇ જઇ બધાં ઠંડક મેળવવા ઉદ્યોગ કરતાં હતાં આવા દારૂણ ગરમીના દિવસે રઘુનાથ ટાઢથી કંપવા લાગ્યો શા માટે ?

પિતાપુત્ર બંધે બેલગાડીમાં બેઠા હતા. મેદાનમાં આવેલા વડના ઝાડ નીચે ગાડું છોડેલું હતું. બળદોને છોડી ગાડીવાન પાણી પીવરાવતો હતો. નોકર રામદાસ ભોજનની તૈયારી કરતો હતો. તાપ નરમ પડયે ગાડું જોડી રૂપનગર તરફ રવાના થવાનું નક્કી કર્યું હતું. એ વેળા અકસ્માત્ રઘુનાથ ટાઢથી કંપવા લાગ્યો, કૃષ્ણનાથના મનમાં

બ્હીક પેસી ગઈ. ભોજન સામગ્રી તૈયાર કરવાનો નિષેધ કરી તેણે રામદાસને બોલાવ્યો. રામદાસે આવી રઘુનાથનાં શરીરપર હાથ ફેરવ્યો. રઘુનાથનું શરીર ઉનું ધગધગતું હતું. તે પણ મનમાં બ્હીનો પણ ખુલ્લું ન જણાવતાં બોલ્યો,–" કંઇ બ્હીક જેવું નથી શરીર લગાર ગરમ થયું છે. તે માટે વધૂ ચિંતા કરવા જેવું નથી. રાતના વખતમાં જરા ઠંડી લાગી છે, તે ઉપર વળી આવી ગરમી, આવી સ્થિતિમાં જુવાન પણ માંડમાંડ બચે તો આતો નાનું બાળક છે."

રામદાસે આવો બોધ આપ્યો ખરો, પરંતુ કૃષ્ણનાથ શાંત થયો નહિ. રામદાસ અને ગાડીવાનને ભોજન કરવાનું કહી પોતે રઘુનાથ પાસે બેસી રહ્યો. રામદાસે તેને થોડો નાસ્તો કરવાની પ્રાર્થના કરી, પરંતુ તેણે ચોકખી ના પાડી.

સૂર્યદેવ આખો દિવસ ગરમી વરસાવવા લાગ્યા. વડ નીચે પણ તેઓનાં શરીર બળી જવા લાગ્યાં એક તો તાવ, તેમાં વળી આટલી ગરમી! રઘુનાથ આખો દિવસ તરફડયો.

દિવસનું કાર્ય પૂરૂં કરી સૂર્યદેવ પશ્ચિમાકાશમાં વિસામો લેવા ચાલ્યા. ગરમી જરા ઓછી થઇ. પુત્રને ખોળામાં લઈ કૃષ્ણનાથે ગાડીવાનને ગાડું જોડવા હુકમ કર્યો. ગાડું રૂપનગર તરફ ચાલ્યું.

થોડે દૂર ગયા પછી આકાશ તરફ જોઇ રામદાસે કહ્યું. "દાદાજી! આજે આપણું દૈવ ફર્યું લાગે છે, આજુબાજુ ગામ નથી- મેદાનમાંજ કદાચ વરસાદ પડશે."

રામદાસનાં વચનો સાંભળી ગાડીવાને આકાશ તરફ જોયું તે બોલ્યો, "હા બાપજી! મને પણ તેમજ જણાય છે. આ મેદાન વચ્ચે જો એકાદ ઝાપટું આવશે, તો આપણે ભારે વિપત્તમાં આવી પડીશું."

કૃષ્ણનાથે આકાશ તરફ નજર કરી. પરંતુ કંઇ સમજી શકયો નહિ. તેણે જોયું કે પશ્ચિમ બાજુએ અર્ધચંદ્રાકારે એક જબર ધોળું વાદળું ઝુલી રહ્યું છે, પરંતુ તેમાં તેને વરસાદનું ચિહ્ન જણાયું નહિ. તેથી તે બોલ્યો,—વાદળાં જ ક્યાં છે કે તમે વરસાદની શંકા લાવો છો? ગાડી ચલાવો, આપણે એકાદ પહોરમાં તો આ મેદાન વટાવી જશું."

રામદાસ અને ગાડીવાન વધુ બોલી શકયા નહિ. પુત્રને પીડા થવાથી જેમ બને તેમ જલદી ઘેર પહોંચવા માટે કૃષ્ણનાથ તત્પર થઇ રહ્યો હતો. તેઓ હરકત કરત તોપણ તે હરકત માનવાને તત્પર થાય તેમ નહોતું. વળી કદી તેમનું કહ્યું માને તોપણ એ વિશાળ મેદાનમાં આશ્રય લેવા લાયક શું હતું? કૃષ્ણનાથ વિચારતો હતો કે 'કોઇ પણ રીતે આ છોકરાને ઘેર પહોચાડું તોજ તેનાં જીવનની આશા છે.' આથી તેણે જેમ બને તેમ જલદી ગાડું હંકારવાનું કહ્યું. વારંવાર ઉપરાઉપરી ગાડીવાનને બળદ દોડાવવાનું કહેવા લાગ્યો અને કહ્યું કે 'જો વરસાદ વરસશે, તોપણ આપણે તે દરમિઆન મેદાન પસાર કરી શકીશું. તમે કશી ચિંતા રાખતા નહિ; જોસબંધ ગાડું હંકારો!

તે વખતે આકાશની અવસ્થા જોતાં વિશેષજ્ઞ વ્યક્તિ સિવાય કોઇપણ કહી શકે તેમ નહોતું કે વરસાદ થશે. તે વખતે કાળાં વાદળાંનું ચિહ્ન નહોતું; તે વખતે પણ સૂર્યનાં કિરણો અગ્નિ વરસાવતાં હતાં વાયુના પ્રવાહથી અગ્નિ ફેલાતી હતી. આમ હોવાથી વરસાદનો સંદેહ કરવો એ પણ અસંભવ જેવું હતું.

પરંતુ થોડીજ ક્ષણમાં આકાશનું અભાવનીય પરિવર્તન થઇ ગયું. પશ્ચિમ તરફના અર્ધચંદ્રકાર રેખાએ ધીમે ધીમે કાળું રૂપ

ધારણ કર્યું. જોતજોતામાં વિજળી ચમકવા લાગી.

રામદાસે વળી કહ્યું, " વાદળાં ચઢે છે; વરસાદ આવવાની તૈયારી છે. હજુ પણ ક્યાંય વિસામો લેવાય તો સારૂં.

કૃષ્ણનાથરાય બીજી વખત આકાશ સામું જોઇ રહ્યા. પશ્ચિમ બાજુએ કાળાં વાદળાં છવાઇ ગયાં છે, તેની વચ્ચે વારંવાર વિજળી ચમકે છે. તેના પ્રકાશથી ચારે દિશાઓ ચમકે છે. કૃષ્ણનાથરાયનાં મનમાં આવ્યું કે આ અંધકારમય વાદળાંમાં દિગન્તગ્રાસી અગ્નિ-રાશી ક્ષણે ક્ષણે સળગી ઉઠે છે.

રામદાસે કહ્યું, " હમણાંજ પવન ફુંકશે, ઝપટું આવશે."

ગાડીવાન ગાડું સંભાળવા તૈયાર થયો.

કૃષ્ણનાથ થોડે દૂર આવેલા એક વડ તરફ આંગળી કરી બોલ્યો, " પેલા વડ નીચે ગાડું નહિ લઇ જવાય ? " ગાડીવાને ગાડું તે તરફ વાળ્યું. રામદાસ બોલ્યો, " એટલે બધે જતાં બહુ વિલંબ થશે. આ વંટોળ આવ્યો."

પ્રકૃતિ સ્થિર, શાંત, નિષકમ્પ હતી. જોતજોતામાં પ્રબળ વજ્રાઘાતથી દિશાઓ કાંપવા લાગી. આકાશને કંપાવતો પૃથ્વીને કંપાવતો તરૂ-ગુલ્મ-લતાને છિન્ન-વિછિન્ન કરતો, ધૂળપર પડેલાં પાંદડાંને ઉડાડતો, પ્રબળ વેગથી વંટોળ વહેવા લાગ્યો. કાળાં વાદળાં પર વાદળાં આવી આકાશને છાઈ મૂક્યું. વાયુના પ્રવાહથી, ગર્જનાથી પૃથ્વી પરિપૂર્ણ થઇ ગઇ. વિજળી વારંવાર ચમકવા લાગી. વારંવાર વજ્ર ગર્જના થવા લાગી.

ધીમેધીમે મુશલધાર વૃષ્ટિ પડવા લાગી. રહી રહીને વિજળી ચમકવા લાગી, મેઘગર્જનાના કડાકાપર કડાકા થવા લાગ્યા.

આવી સ્થિતિમાં એ મેદાનમાં કૃષ્ણનાથે જે દુઃખ ભોગવ્યું, તે વર્ણન ન કરી શકાય તેવું હતું.

તેઓનાં ગાડાંનું ઢાંકણુ ઉડી ગયું. તેઓ બધા અવિરામ વરસાદની ધારાથી ભીંજાવા લાગ્યા. કૃષ્ણનાથરાય પોતાના રોગી પુત્રને ન ભીંજાવા દેવા માટે પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેમના તનતોડ પ્રયત્નો છતાં રઘુનાથનું શરીર ભીંજાયા સિવાય રહ્યું નહિ. વસ્ત્રાદિ જે કંઇ સાથે હતું, તે પણ ભીંજાઇ ગયું. પિતાપુત્ર બંને એકજ રીતે વરસાદથી ભીંજાવા લાગ્યા.

લગભગ એકાદ કલાક જોસબંધ વરસાદ પડયો. ત્યાર પછી ધીમે ધીમે પડવા લાગ્યો.

રાત્રિનો એક પહોર વીત્યો, વરસાદ પણ બંધ પડયો, ધીમે ધીમે વાદળાં સરી ગયાં. તે વખતે નવી પરણેલી વહુનો ઘુંઘટ ઉઘાડવાથી તેના મુખચંદ્રના વિકાસની માફક કાળાં આકાશમાં એકાદ બે નક્ષત્ર કુસુમ ફૂટવા લાગ્યાં, ઝાડોની ઘટા તરફ બે ચાર આગિયા ચમકવા લાગ્યા અને કોઇ કોઇ પક્ષીઓની પાંખોની ફફડાટ સંભળાવા લાગ્યો.

વરસાદ રહી ગયો એટલે પહેરવાનાં કપડાં નિચોવી કૃષ્ણનાથ પોતાના પુત્રનું શરીર લૂછવા લાગ્યા. ગાડીવાન ગાડી જોડવા તૈયાર થયો. રામદાસ બધાંને આશા દેવા લાગ્યો કે " પેલું માધવપુર દેખાય છે; ત્યાં જઇ ચૌધુરી મહાશયને ઘેરથી કોરાં કપડાં આણી રઘુનાથને પહેરાવશું. આટલો રસ્તો સુખે દુઃખે કપાય એટલે બસ.'

એ સિવાય બીજો ઉપાય પણ નહોતો, કૃષ્ણનાથ પુત્રને ખોળામાં

લઇ ગાડીપર બેઠા. ગાડી પશ્ચિમ તરફ ચાલવા લાગી.

જે ગામ તરફ ગાડી ચાલતી હતી તે માધવપુર નહોતું. રામદાસે ભૂલ કરી હતી. અંધારામાં ગાડીના બળદ રસ્તો ભૂલી ચાલતા હતા. એક રસ્તા પર જતાં ગાડી બીજે રસ્તે ચડી ગઇ હતી. હવે તે જે ગામમાં આવી પહોંચ્યા હતા તે ગામમાં ચૌધુરીનું ઘર નહોતું. પણ તે ગામમાં તે ફતુ લૂટારાનો અડ્ડો હતો. જે રસ્તે જવા ધાર્યું હતું, તેથી ઉલટે રસ્તે આવી પહોંચ્યા છીએ, એ વાત રામદાસના સમજવામાં પણ આવી ગઇ.

ગામમાં પ્રવેશ કરતાંજ ગાડીના શબ્દથી ફતુ લૂટારાનો એક અનુચર જાગી ઉઠયો. તેણે ગાડીને અટકાવી કહ્યું, "શાલા લોક કહાં જાતા હૈ ?"

જવાબ મળે તે પહેલાં તો ૫૦-૬૦ લૂટારાઓએ ગાડી ઘેરી લીધી.

કૃષ્ણનાથ બધું સમજી ગયો. તેઓ રસ્તો ચૂકી આ સ્થળે આવી પડયા છે, તે કૃષ્ણનાથ સમજી ગયો.

ગમે તે બન્યું, પરંતુ આ પ્રબલ લૂટારાઓને અટકાવવાનું કામ સાધ્યાતીત હતું, આથી કૃષ્ણનાથ વિનયપૂર્વક લૂટારાઓના સરદારને સંબોધી બોલ્યો, "અમારૂં જે કંઈ છે તે તમારૂં છે. અમને જીવથી મારતા નહિ."

રામદાસ જરા જોર બતાવવા ગયો પણ કૃષ્ણનાથે તેને સમજાવી કહ્યું, "રામદાસ! આ શું ક્રોધ કરવાનો સમય છે? આપણે કેવી સ્થિતિમાં આવી પડયા છીએ, તેની શું ખબર નથી ?"

રામદાસ એક બાજુએ નીચું માથું કરી ઉભો રહ્યો. તો પણ લૂટારાએ તેના તરફ લાકડી ચલાવવાનું બાકી રાખ્યું નહિ. તે અને ગાડીવાન બંને પહેલાં લૂટારાઓને કંઈ બોલ્યા હતા, તેથી તેઓ બંનેને

ચોડી ઘણી પુષ્પાંજલિ મળી. છેવટે લૂટારાઓ બધું લૂંટી લઈ ચાલ્યા ગયા. કૃષ્ણનાથરાયે નાટોરમાંથી જે કંઈ દાન મેળવ્યું હતું, તે બધું ગયું. રામદાસ અને ગાડીવાનનાં જે કંઈ વાસણ કુસણ હતાં તે પણ ગયાં.

લૂટારાઓ ગયા એટલે પોતાની ભૂલ જાણી લઇ ગાડી બીજે રસ્તે ચઢાવવામાં આવી તે વખતે વાદળાં તદ્દન વિખરાઇ ગયાં હતાં અને અજવાળું થયું હતું; આથી રસ્તો ઓળખાતો હતો.

આખી રાત વીતી ગઇ. સવારમાં રૂપનગરનાં પાધરમાં ગાડી આવી પહોંચી. રઘુનાથ આખી રાત કૃષ્ણનાથના ખોળામાં સૂઇ રહ્યો હતો; તે પોતાની મા પાસે જલદી પહોંચાડવાની આજીજી કરવા લાગ્યો. ગાડી ઘેર પહોંચી. ખોળામાંથી રઘુનાથને ઉપાડયો. રઘુનાથ બેભાન થઇ ગયો હતો.

કૃષ્ણનાથ રડવા લાગ્યો. તેનાં રૂદનનો સ્વર સાંભળી ઘર કંપવા લાગ્યું. મહામાયા પણ રડતી રડતી દોડી આવી. રઘુનાથના રોગના સમાચાર મહામાયાને મળ્યા નહોતા. આથી તેણે ધાર્યું હતું કે તારા અને શ્યામાના સમાચાર સાંભળી મારા પતિ આમ રૂદન કરતા હશે. પરંતુ પાસે આવી તેણે જે જોયું તેથી તેની છાતીમાં સનસનાટ કરતું એક તીર પેઠું.

પાસે આવતાં જ તેણે જાણ્યું કે અમારૂં નખ્ખોદ વળ્યું, રઘુનાથ બેભાન થઈ ગયો હતો; અને તેને ખોળે લઇ કૃષ્ણનાથ આર્તનાદ કરતો હતો. તે દેખાવ જોઇ મહામાયાનું હૃદય ફાટી જવા લાગ્યું, "રઘુનાથ-રઘુનાથ! બોલતાં બોલતાં મહામાયા કપાળ કૂટવા લાગી,

એ વખતે કૃષ્ણનાથ અને મહામાયાના મનમાં દારૂણ પશ્ચાત્તાપ

વવા લાગ્યો. રઘુનાથને નાટોર મોકલવા માટે તેમણે જે જિદ કરી હતી, તે જિદ તેમને સહસ્ત્ર વૃશ્ચિકની માફક ડંખ મારવા લાગી. મહામાયા ચિત્કાર કરી બોલી ઉઠી, "બેટા! બેટા! હું તારો કાળ છું! ઐશ્વર્યના લોભે મેંજ તને રજા આપી!" કૃષ્ણનાથ પણ આર્તનાદ કરી બોલ્યો, "મને પણ કેમ દુર્મતિ સુઝી આવી? હું તને શામાટે નાટોર લઇ ગયો!"

પિતામાતા બંનેના આમ કિંકર્તવ્ય મૂઢ થયેલાં જોઇ રામદાસ બોલ્યો—"આપ આ શું કરો છો? હજુ રઘુનાથ જીવે છે. આપજો આપ કરશો તો તે ભયનો માર્યો મરી જશે. એવો ભયંકર રોગ નથી કે સેવા સુશ્રુષાથી ન મટી શકે. આપ આમ કરશો તો તેની સારવાર કોણ કરશે? આવો, રઘુનાથને ઘરમાં લઈ જઇએ; કંઈ દવાની વ્યવસ્થા કરીએ; હમણાં સાજો થઇ ઉઠશે! આખી રાત કેવાં દુઃખમાં ગઇ છે. આવી સ્થિતિમાં બિચારૂં બાળક કરમાઈ જાયજ એમાં કંઈ નવાઈ નથી."

રઘુનાથની અવસ્થા જોઇ રામદાસનું હૃદય પણ વિદીર્ણ થતું હતું. પરંતુ તે ભાવ દબાવી રામદાસ તેઓને ઉત્સાહ આપવા લાગ્યો.

રામદાસનાં સાન્ત્વના વાક્ય સાંભળી બંને શાંત થયાં. "જ્યાં સુધી શ્વાસ ત્યાં સુધી આશ" એ સૂત્રપર આધાર રાખી રઘુનાથને ઘરમાં લઈ જઈ કોઇ પણ રીતે રઘુનાથને ભાન આવે તેની વ્યવસ્થા કરવા લાગ્યાં.

ઘેર પહોંચ્યા પછી હજુ સુધી કૃષ્ણનાથ તારાને સ્યામા વિષે કંઇ જાણતા નહોતા. પરંતુ મોટા પુત્ર શિવનાથની ખબર કાઢતાં જાણવાનું કંઇ બાકી રહ્યું નહિ. તેણે સાંભળ્યું કે શિવનાથ અને

શંભુનાથ તેઓની શોધમાં ગયા છે. એક તરફ પુત્ર મરવા પડયો છે અને બીજી તરફ કન્યાને વહુ ગુમ થઇ છે આ બંને વાતોથી કૃષ્ણનાથપર આકાશ ભાંગી પડયું. પરંતુ વિચાર કરવા જેટલો પણ વખત નહોતો. રઘુનાથની સેવા કરવામાંજ તેમનું ધ્યાન ખેંચાયું.

એકતો તાવનું જોર, તેમાં વળી મુસળધારે વૃષ્ટિપતન ! બાળકનું શરીર કેમ સહન કરે ? અનેક ચેષ્ટા બાદ રઘુનાથને ભાન આવ્યું ખરૂં; પરંતુ તેનાં શરીરમાં વેદના થતી હતી; શરીરમાં સન્નિપાતનાં ચિહ્ન જણાતાં હતાં; ગળામાં ઘરડકો બોલતો હતો. અવાજ તો પ્રથમથીજ બંધ થયો હતો.

તેની મા ' રઘુનાથ રઘુનાથ ' કહી બોલાવવા લાગી. દસ વખત બોલાવ્યા પછી રઘુનાથ માતાનાં મુખ તરફ ટગર ટગર જોતો હતો. જાણે કેટલીએ વાત કહેવાની છે, પણ જીભ બંધ છે તેથી કહી શકતો નથી એમ સંકેતથી જણાવતો હોય એમ જણાતું હતું. તેનાં મ્હોં સામું જોઇ જનનીની છાતી આંસુથી ભીંજાઇ જતી હતી. મહામાયા તેને દૂધ પિવરાવવાનો પ્રયત્ન કરતી હતી, પરંતુ દૂધ ગળા નીચે જતું નહિ. મુખ સુકાતું હતું. જરા જરા ગરમ દૂધ આંગળી વડે ટીપાં પાડી રેડતી હતી છતાં તેટલું દૂધ પણ રઘુનાથ ગળી શકતો નહોતો. મ્હોંની બંને તરફથી તેટલું દૂધ પણ બહાર નીકળી જતું હતું.

ગામમાં એક વૈદ્યનું ઘર હતું. વૈદ્યનું નામ હતું શ્રીકાન્ત કવિરત્ન. તેઓ સારા વૈદ્ય હતા; પરંતુ તેઓ હંમેશાં શહેરમાંજ વસતા હતા તેના પુત્ર શ્રીમાન્ ગોવર્દ્ધને પોતાની મેળેજ ' કવિ ચન્દ્રમણિ ' ની પદવી ધારણ કરી હતી. અને તેજ ગામમાં વૈદ્યનો ધંધો ચલાવતો હતો.

રામદાસ તેને બોલાવવા ગયો. રોગીની સ્થિતિ કહી. પરંતુ વૈદરાજ રોગીને ઘેર પધારવાનું મુહૂર્ત ઠીક કરી શક્યા નહિ. અનેક ક્ષણ પંચાંગ ફેરવી ફેરવી તેણે રામદાસને કહ્યું કે "અત્યારે મુહૂર્ત સારું નથી, તમે જાણતા તો હશો કે હું શુભ મુહૂર્ત વિના કદી પણ રોગીને ઘેર જતો નથી, તેમ દવા પણ આપતો નથી. ત્રણ પહોર પછી શુભ લગ્ન છે. તે વખતે હું કંઇપણ વાંધો બતાવી શકીશ નહિ."

રામદાસે બહુ સમજાવ્યું. તેને લઇ જવા માટે કેટલીય ખુશામત કરી પણ 'કવિ ચંદ્રમણિ' કોઇપણ રીતે સંમત થયા નહિ. એટલુંજ નહિ પણ રામદાસને ઘર બહાર કાઢી બીજે ગામ ચાલ્યા ગયા. તે ગામથી એક રોગીની દવા કરવા માટે તેમને કોઇ બોલાવવા આવ્યું હતું.

રામદાસ દીલગીર થઇ પાછો ફર્યો. કૃષ્ણદાસ સમજ્યો કે આ બધું અદૃષ્ટનું ચક્કર છે! તે નિ:સાસો નાખી બોલ્યો—"રામદાસ! ગોવર્દ્ધનપર મને આસ્થા પણ નહોતી. તેમના પિતા જો ઘેર હોત તો હું ગમે તેમ કરીને લઇ આવત. વારૂ! તમે હવે રઘુનાથની સારવાર કરો. હું શહેરમાં જાઉં છું. ગમે તેમ કરીને પણ કવિરત્નને સાંજ પહેલાં લઇ આવીશ."

કૃષ્ણનાથ ઉઠી ઉભા થયા. તરતજ મુર્શિદાબાદ જવા તૈયાર થયા. રામદાસે તેમને અટકાવી કહ્યું, "કાલ આખા દિવસના ભૂખ્યા છો, આપ ન જાઓ ને હું જાઉં તો નહિ ચાલે?"

કૃષ્ણનાથે કહ્યું, "ના, રામદાસ! તું સમજ નહિ! હું નહિ જાઉં તો તે પણ કંઇ બહાનું બતાવી ન આવે!"

રામદાસ બોલ્યો: "જો જવુંજ છે તો પછી થોડો નાસ્તો કરી જાઓ!"

કૃષ્ણનાથે કહ્યું, "રામદાસ! નાસ્તો કરવા જેટલો વખત છે? જો મારા રઘુનાથને બચાવી શકીશ તો આ મ્હોંમા અન્ન મૂકીશ. નહિ તો ખાવું પીવું સંપૂર્ણ થયું ગણીશ!"

કૃષ્ણનાથ ક્રોધની આજીજી ન સાંભળતાં એવીજ સ્થિતિમાં મુર્શિદાબાદ રવાના થયા. વૈશાખ માસનો પ્રચંડ તડકો તેનાં માથા પર અગ્નિ વરસાવવા લાગ્યો. પરંતુ તે તરફ કંઇપણ ધ્યાન ન આપતાં તેઓએ ઉતાવળે ઉતાવળે ઘર છોડયું. તોપણ જતી વખતે રામદાસને કહેતા ગયા—રામદાસ! તું ઘેર છે! હું જ્યાં સુધી પાછો ન આવું, ત્યાં સુધી તું રઘુનાથ પાસેથી ખસીશ નહિ."

કૃષ્ણનાથ ચાલ્યા ગયા. આ તરફ જેમજેમ તડકો ચઢતો ગયો, તેમ તેમ રઘુનાથનાં શરીરમાં તાવ પણ વધવા લાગ્યો. રઘુનાથ પીડાથી ફડફડવા લાગ્યો.

---

## એકાદશ પરિચ્છેદ.

### પુરૂં થયું.

"Like the caged bird escaping suddenly,
The little innocent soul flitted away"
—Tennyson.

દિવસનો ત્રીજો પહોર પૂરો થવા આવ્યો છે. કૃષ્ણનાથ મુર્શિદાબાદમાં શ્રીકાન્ત કવિરત્નને ઘેર પહોંચ્યા આખું શરીર ધૂળથી છવાઇ ગયું છે; અવિરલ પ્રસ્વેદથી શરીર નીતરી રહ્યું છે, આવી સ્થિતિમાં

હાંફતા હાંફતા તે વૈદ્યરાજની બેઠકમાં આવી પહોંચ્યા. વૈદ્યરાજ ખાઇ-પી નિરાંતે બેઠા બેઠા ધૂમ્રપાન કરે છે. આ વખતે કૃષ્ણનાથ રાયને આવી અવસ્થામાં સામે આવતા જોઇ તે નવાઇ પામ્યા; માનપૂર્વક ઉભા થયા અને તેના પગની રજ માથે ચડાવી બોલ્યા, "રાયમહાશય! આવો, આવો, આપનું આવવું કયાંથી?"

કૃષ્ણનાથ વ્યાકુળ ચિત્તે બોલ્યોઃ-"ભારે સંકટ આવી પડયું છે! આપને હમણાંજ મારી સાથે આવવું પડશે.

વૈદ્યરાજ સમજી ગયા કે આ બ્રાહ્મણે હજુ સુધી સ્નાન કે આહાર કરેલ નથી. એ પણ સમજી ગયા કે કોઈ ભારે વિપત્તિમાં ફસી પડી અહીં આવેલ છે. તેણે મનમાં વિચાર્યું કે પ્રથમ યુક્તિ-પૂર્વક ખવરાવી પીવરાવી બ્રાહ્મણનો થાક ઉતારવો જોઇએ. તેથી તે બોલ્યા, "બહુ સારૂં, તે બાબતની આપ ચિંતા કરશો નહિ. હું હમણાંજ તમારી સાથે આવું છું. આપ જેમ બને તેમ જલદી ગંગાસ્નાન કરી આવો. થોડો નાસ્તો કર્યાબાદ રવાના થઇશું."

કૃષ્ણનાથે કહ્યું:-"મારે નહાવા ધોવાની કે નાસ્તો કરવાની જરૂર નથી. આપ કૃપા કરી હમણાંજ પધારો એવી મારી ઇચ્છા છે. મારા રઘુનાથને હું જે અવસ્થામાં રાખી આવ્યો છું. તે અવસ્થા તરફ જોતાં મારાથી અહીં એક ક્ષણ પણ રહેવાય નહિ."

વૈદ્યરાજે કહ્યું:-"હું વાર લગાડવાનું કહેતો નથી. આપણે હમણાંજ રવાના થઇશું; તે માટે આપ જરાપણ ચિંતા કરશો નહિ. પરંતુ આટલો બધો દિવસ વીત્યો છતાં આપે કંઇ ખાધુંપીધું નથી તેથી આપને લગાર નાસ્તો કરાવી હમણાંજ આપણે રવાના થઇશું.

કૃષ્ણનાથે કહ્યું "આપ મને માફ કરશો-હું કંઇપણ કરવાનો

નથી. જો આપ આવવા ઈચ્છતા હો તો હમણાં જ મારી સાથે આવો મારો જીવ મુંઝાય છે.

રઘુનાં દરદ બાબત વૈદ્યરાજે બધું જાણી લીધું તેમની સાથે રૂપનગર જવા માટે વૈદ્યરાજ તૈયાર થવાનો વિચાર કરવા લાગ્યા. તેઓએ રૂપનગર જવાનો નિશ્ચય કર્યો. પરંતુ કૃષ્ણનાથની આજીજી જોઇ બોલ્યા:—" આપ જરાપણ ચિંતા રાખશો નહિ. આપનું ખાઈનેજ અમે માણસ થયા છીએ આપના પિતામહે મારા પિતાને જે અવસ્થામાં રૂપનગરમાં વસાવ્યા હતા, તે હું કદી પણ ભૂલી શકીશ નહિ. હું પણ આપનું અન્ન ખાઈનેજ ઉછર્યો છું. આપના આશીર્વાદથીજ કેટલાંક વર્ષો થયાં અમારી દશા ફરી છે. તેમ ન થાત તો હજુ પણ અમારે આપના આશ્રયે રહેવું પડત. આપ જાતે આવ્યા છો તો પછી મારાથી ના પડાયજ નહિ. કદાચ મને કોઇ માણસે આ સમાચાર કહ્યા હોત તોપણ મારી ફરજ હતી કે તમારે ત્યાં આવી બધી મદદ કરવી આપ નહાવાથી વિલંબ થશે એવો ડર ન રાખતા. હું એ પાલખીનો બંદોબસ્ત કરૂં છું. તેથી હમણાંજ પહોંચી જશું થોડી દવા એકઠી કરતાં વાર થશે. એ દરમિયાન તમે પણ પરવારી જશો."

એમ કહી વૈદ્યરાજે પોતાના બે નોકરને બોલાવ્યા. એક નોકરને રાય મહાશયને સ્નાન કરવાની અને બીજા નોકરને બે પાલખી લાવવાની આજ્ઞા કરી.

કૃષ્ણનાથરાય વૈદ્યરાજની વાતની સચ્ચાઇ સમજી ગયા. વૈદ્યરાજ પણ પાછા હઠે તેમ નહોતા. આથી અનિચ્છા છતાં નાહવા ગયા. જતાં જતાં કહેવા લાગ્યા—" બે પાલખીની જરૂર નથી હું તો વગર

હરકતે ચાલતો જઈ શકીશ. " પરંતુ વૈદ્યરાજે તેને કહ્યું કે, " આપ એ શું બોલ્યા ? આપ ચાલતા જશો અને હું પાલખીપર જઇશ ? શ્રીકાન્ત વૈદ્ય શું એટલો બધો મનુષ્યત્વહીન છે ? "

કૃષ્ણનાથ એ વાતનો જવાબ આપી શક્યા નહિ તેની આંખોમાં આંસુ આવ્યાં તે મનમાં વિચારવા લાગ્યા કે "હાય ! આ મહાનુભવનો પુત્ર તેજ ગોવર્દ્ધન ! આવા માણસને એવો પુત્ર હોય ! "

એક ઘડીમાં બધી તૈયારી થઈ ગઇ. અડધી ઘડીમાં નાસ્તાની તૈયારીઓ થઇ ગઇ. થોડીવારમાં કૃષ્ણનાથે ગંગાસ્નાન કરી નિત્ય-નૈમિત્તિક કર્મ કરી લીધું.

વૈદ્યરાજના અતિશય આગ્રહથી કૃષ્ણનાથને થોડાં ફળ મૂળ ખાવાં પડયાં. નાસ્તો કર્યા બાદ બંને પાલખીમાં બેસી રૂપનગર તરફ રવાના થયા સંધ્યાકાળ પહેલાં તેઓ રૂપનગર પહોંચવાના હતા. પાલખી ઉપાડનારા માણસો ઝપાટા બંધ ચાલવા લાગ્યા.

× × × ×

ધીમે ધીમે વખત વીતવા લાગ્યો. સૂર્યનો તાપ ઓછો થવા લાગ્યો સ્નિગ્ધ સમીરના સંચારથી રઘુનાથનો તાવ ઓછો થશે એવી આશા બંધાવા લાગી. આ તરફ કૃષ્ણનાથને આવવાનો સમય પણ પાસે આવ્યો. તેથી મહામાયા વારંવાર રસ્તા તરફ જોઇ રામદાસને પૂછવા લાગી–" રામદાસ ! એ તો હજુ આવ્યા નહિ ! શું હજુ વખત નથી થયો ? "

મહામાયાની વ્યાકૂલતા જોઇ રામદાસ કહેવા લાગ્યોઃ–" હમણાં આવી પહોંચશે ! દારૂણ અગ્નિ વરસે છે; તેથી થોડો વિલંબ થયેલ જણાય છે ! "

એટલું કહી રઘુનાથના શરીરપર હાથ ફેરવી રામદાસ કહેવા લાગ્યો–" શરીર જરા ટાઢું થતું આવે છે. થોડો થોડો પરસેવો પણ વળે છે. હમણાં પરસેવો છૂટી તાવ ઉતરી જશે. આપ મુંઝાશો નહિ તાવ ઉતરતાંજ રઘુનાથ સાજો થઈ જશે."

પરંતુ માનો જીવ–માનતો નહોતો. મહામાયાએ કહ્યું, " રામદાસ, તું લગાર સામો જાને ?"

રઘુનાથનાં શરીરપર હાથ ફેરવી રામદાસે વિચાર્યું કે અત્યારે બીજે જવા જેવું નથી, તેથી તે જરા આમતેમ કરી વખત વિતાડવા લાગ્યો. પરંતુ પોતે બહાર જશે તો મહામાયાનો જીવ હેઠો બેસશે, એમ ધારી તે ઘર બહાર જઇ આમતેમ આંટા મારવા લાગ્યો. બહાર જતાંજ અકસ્માત્ તેની નજર આકાશ તરફ પડી. ગઇ કાલની માફકજ વાદળાં ચઢ્યાં હતાં. એ જોઈ તેણે ધાર્યું કે ગઈ કાલની માફક આજે પણ ઝડી થવાનો સંભવ છે; થોડીવારમાં ઝડી થશે, થોડીવારમાં વરસાદ પડશે તેથી તે પાછો ઘર તરફ વળ્યો. ફરી મહામાયાને આશ્વાસન આપી કહેવા લાગ્યો, " ચિંતા કરશો નહિ, તેઓ હમણાંજ આવી પહોંચશે."

રઘુનાથનાં શરીરમાંથી પરસેવો છૂટતો હતો તેથી રામદાસે વળી તેનાં શરીર પર હાથ મૂકયો. તેનો સંદેહ વધવા લાગ્યો. એક તરફથી પરસેવાના રેલા ચાલતા હતા, ત્યારે બીજી તરફથી હાથ પગ ઠંડા થતા જતા હતા. તેણે મહામાયા પાસે કંઇપણ સંદેહ ખુલ્લો કર્યો નહિ, પરંતુ તેના મનમાં મોટી બ્હીક પેસી ગઇ. તેના મનમાં આવ્યું કે રઘુનાથના હાથે પગે શેક કરૂં. વળી વિચાર થયો કે પડોશમાંથી કોઈ ડાહ્યા માણસને બોલાવું તો સારૂં. " એવો વિચાર કરી

તેણે મહામાયાને કહ્યું, " હું જરા આગળ જઇ જોઉં કે તેઓ આવે છે કે નહિ, મહામાયાની પણ તેવીજ ઇચ્છા હતી.

એ વખતે વાદળાં ચઢતાં જતાં હતાં. વાદળાં ચઢતાં જોઇ પડોશીની બે એક સ્ત્રીઓ કે જે રઘુનાથને જોવા આવી હતી, તેઓ પણ જતી રહી. ફક્ત નિસ્તારિણીની મા રામદાસના કહેવાથી હજુ સુધી બહાર ગઈ નહોતી તે પણ રામદાસ બહાર ગયો એટલે ઉઠી ઉભી થઇ બોલી, " વરસાદ ચઢયો છે. બધાં લુગડાં બહાર પડયાં છે; તે બધું ઘરમાં મૂકી આવું છું. " મહામાયા અનિમિષ નયને એકાગ્ર ચિત્તે રઘુનાથ તરફ જોતી હતી. નિસ્તારિણીની માએ શું કહ્યું, તે તરફ તેનું ધ્યાન પણ નહોતું. નિસ્તારિણીની મા ધીરે ધીરે જતી રહી.

રામદાસ બહાર ગયો. નિસ્તારની મા પણ ચાલી ગઇ. મહામાયા એકીટસે પુત્ર સામું જોઈ બેઠી રહી.

એકાએક વટોળ છૂટયો પ્રબળવેગે વાદળાં ચઢવા લાગ્યાં. વારંવાર મેઘગર્જના અને વિજળીના ચમકારાથી ધરાધામ ભયંકર બની ગયું.

" કડ કડ કડ ! " વિજળીના ચમકારા સાથે કાનના પડદાને તોડી નાખે તેવો વજ્રધ્વનિ થયો, વિજળીના પ્રકાશથી આંખો ઝંખવાઇ ગઇ. વજ્રધ્વનિથી ઘર કંપી ઉઠયું. શય્યા કંપી, રઘુનાથ કંપ્યો, મહામાયા કંપી. દારૂણ ત્રાસથી વિકટ સ્વરે ' મા ' બોલી રઘુનાથ બૂમ પાડી ઉઠયો.

" શું છે—શું છે બેટા આ રહી હું " એમ કહી મહામાયા રઘુનાથને છાતી સરસો ચાંપવા લાગી.

પરંતુ હાય ! આ છેલ્લોજ શબ્દ હતો ! આ ' મા ' શબ્દ

એજ રઘુનાથનો છેલ્લો બોલ હતો.

'મા' કહી રઘુનાથ ઉઠી બેઠો થયો. માએ મુંઝાઇ જઇ તેનો હાથ પકડયો. રઘુનાથ છિન્નમૂલ વૃક્ષની માફક જનનીના ખોળામાં ઢળી પડયો. તેની જીભ બંધ પડી આંખોનું મટકું બંધ પડયું. હોલાતા દીવાની શિખાના અંતિમ તેજની માફક, એક વખત ઉઠી–એક વખત માને બોલતી રઘુનાથ અચૈતન્ય થઇ પડયો.

થયું–બધું પુરૂં થયું–જનમની માફક બધું પુરૂં થયું.

મહામાયાએ જોયું કે રઘુનાથ બોલતો નથી. આંખો ઉંચી ચડી ગઇ છે, મોઢું ફીકું પડી ગયું છે. શરીર ઠંડું પડી ગયું છે. પરંતુ માના જીવે કંઇ માન્યું નહિ. મહામાયા 'રઘુનાથ–રઘુનાથ' "બેટા બેટા" કહી રઘુનાથને બોલાવવા લાગી.

રઘુનાથ ક્યાં? એ પ્રશ્નનો જવાબ કોણ આપશે? અહીં તો કેવળ પિંજર પડી રહ્યું છે! પ્રાણરૂપી પંખી તો પિંજર તજી ઉડી ગયું છે.

——:o:——

## દ્વાદશ પરિચ્છેદ.

### અશ્રુજલ

" There is a tear for all that die.
A mourner over the humblest grave."

—Byron.

અનેક ક્ષણ પર્યન્ત વરસાદ પડયો, અનેક ક્ષણ પર્યંત આકાશ ગાજ્યા કર્યું. અનેક ક્ષણ પર્યંત કોઇ પણ ઘરની બહાર નીકળી શકયું નહિ.

આટલા સમયમાં રામદાસ પલળતો પલળતો મહેશ મંડલને બોલાવી લાવ્યો. મહેશમંડલ હાથ જોઇ રોગીની અવસ્થા જાણી શકતો હતો, તેનું નાડીજ્ઞાન ચમત્કારિક હતું આ વિશ્વાસને વશ થઇ રામદાસ વરસાદમાં પલળતાં પલળતાં મહેશને ઘેર ગયો હતો, તેથી મહેશ પણ બીન ગરબડે તેની સાથે આવ્યો હતો.

પરંતુ પાછા આવી રામદાસે જોયું કે હવે કંઈ રહ્યું નથી. જતી વખતે પોતે જે સંદેહ કર્યો હતો તે ખરો પડયો છે. પુત્રનાં શબને ખોળામાં લઇને મહામાયા રૂદન કરે છે. આ દેખાવ જોઈ રામદાસ પણ રડવું ખાળી શકયો નહિ. મહામાયા રડવા લાગી, રામદાસ પણ રડવા લાગ્યો, મહેશ મંડળની આંખમાંથી આંસૂની ધાર છૂટી.

ઘણો વખત વીતી ગયો, રૂદનની ચીસથી ગામ પ્રતિધ્વનિત થવા લાગ્યું. જોતજોતામાં પડોશી આડોશી કૃષ્ણનાથ રાયને ઘેર આવી પહોંચ્યાં, કોઇ આવી રડવા લાગ્યાં, કોઇ મહામાયાને દિલાસો આપવા લાગ્યાં, કોઇ માથું કૂટવા લાગ્યાં, કોઇ કૃષ્ણનાથને આવવાના રસ્તા તરફ જોઇ રહ્યાં.

આ વંટોળથી કૃષ્ણનાથ બરાબર વખતે વૈદ્યરાજ સાથે આવી પહોંચ્યો નહિ. સંધ્યાકાળ પહેલાંજ તે ગામ પહોંચી શકત. પરંતુ આ વંટોળને લીધે રાત એક પહોર વીતી ગઈ છતાં આવી શકાયું નહિ, પાલખી ઉપાડનારા વરસાદના સમયમાં પાલખીઓ ઉપાડી ન શકયા, તેથી એકાદ સ્થળે વરસાદ થંભે ત્યાંસુધી રોકાવું પડયું. રસ્તામાં જેમજેમ વિલંબ થવા લાગ્યો, તેમતેમ કૃષ્ણનાથનો જીવ મૂંઝાવા લાગ્યો, પરંતુ કરવું શું ? કંઈ ઉપાય નહોતો. વિધાતા વાંકી થઈ બેઠી હતી, તેનું શરીર પાલખીમાં પડયું હતું ખરૂં, પણ મનતો રૂપનગરમાં રઘુનાથ પાસે ચાલ્યું ગયું હતું.

તોફાન બંધ પડ્યું, એટલે કૃષ્ણનાથ વૈદ્યરાજ સાથે ગામમાં ગયા, દૂરથી રો કકળનો અવાજ સંભળાયો. એ અવાજ તેના કાન સાથે અથડાતાંજ તેનો પ્રાણ કંપવા લાગ્યો પરંતુ તે વખતે પણ તેઓ હતાશ થયા નહિ. તેના મનમાં આવ્યું કે એ રૂદનનો અવાજ નથી. વળી એવો પણ સંદેહ થયો કે એ અવાજ બીજે કોઇ સ્થળેથી આવે છે.

વૈદ્યરાજ સાથે કૃષ્ણનાથ ઘેર પહોંચ્યા. કૃષ્ણનાથને પૂરેપૂરો વિશ્વાસ હતો કે ગમે તેવો રોગ હશે તોપણ એક વખત શ્રીકાન્ત વૈદ્યરાજના હાથમાં આવતાંજ રઘુનાથ સાજો થઇ જશે. પરંતુ હાય! અત્યારે રઘુનાથજ કયાં છે? વૈદ્યરાજ કોની દવા કરશે? ઘરમાં પ્રવેશ કર્યા પહેલાંજ કૃષ્ણનાથને બધી ખબર પડી ગઇ. મહામાયનાં રૂદનનો અવાજ તેના કાનની આરપાર નીકળી ગયો. આડોશી પાડોશીના હાહાકારથી જીવ વ્યાકૂળ થઇ ગયો. પાલખીમાંથી ઉતરી રઘુનાથ રઘુનાથ બોલતા કૃષ્ણનાથ ઘરમાં ગયા.

કૃષ્ણનાથરાય ઘરમાં ગયા કે તરત મહામાયાનો શોક સમુદ્ર ભયંકર વેગે ઉછળ્યો. મહામાયા બૂમો પાડતી રડવા લાગી–'આવ્યા! તુચ્છ ઐશ્વર્યના લોભથી મારૂં સોનાનું પુતળું ગુમાવી આવ્યા!' કૃષ્ણનાથ રડતા રડતા બોલ્યા–" કયાં-કયાં રઘુનાથ!" મહામાયાએ ઉન્માદિનીની માફક જવાબ આપ્યો–" અત્યાર સુધી આવી શકયા નહિ! રઘુનાથ તો ચાલ્યો ગયો! રઘુનાથ–રઘુનાથ!"

પતિપત્ની બંને રઘુનાથને ભેટી રઘુનાથ રઘુનાથ કરતાં કરતાં ગગનભેદી ચિત્કાર કરવા લાગ્યાં. કૃષ્ણનાથ રડતો રડતો બોલવા લાગ્યો–" રઘુનાથ! રઘુનાથ! ઉઠ બેટા–એકવાર ઉઠ! હું તારે માટે મુર્શિદાબાદથી વૈદ્યરાજ બોલાવી લાવ્યો છું!"

અશ્રુજલથી બંનેની છાતી ભીંજાતી હતી.

## ત્રયોદશ પરિચ્છેદ.

### ભવાની-પૂજા.

બહુ આનંદ ઉદય.
શંખ ઘંટારવ, મહા મહોત્સવ,
ત્રિભુવને જયજય. ભારતચંદ્ર.

એક બાજૂ અંધકાર, બીજી બાજૂએ આનંદ ઉત્સવ. એક તરફ હાહાકાર, બીજી તરફ આનંદની લહરી-લીલા. વિધિનું આ કેવું વિચિત્ર વિધાન !

એક બાજુએ વૃક્ષનાં સૂકાં પાંદડાં ખરી પડે છે, બીજી બાજુએ વૃક્ષ નવ કિસલયથી પુષ્પપરાગથી પ્રફુલ્લિત થાય છે. એક તરફ ગ્રીષ્મ-ઋતુ આવતાં નદીનું પાણી સૂકાઇ જાય, બીજી તરફ ભાદ્રપદ માસની ભરપુર યૌવનથી ઉછળતી ઉલ્લસતી તરંગમાળાથી તે નવીન મૂર્તિ ગ્રહણ કરે છે. શું પ્રકૃતિના પટપર કે શું સંસારના નાટયમંચપર બંનેપર આ દૃશ્ય દસ્યમાન થાય છે.

એક તરફ રૂપનગરમાં આકાશ વ્યાપી હાહાકારનો ધ્વનિ ઉઠી રહ્યો છે; બીજી તરફ દત્તકપુત્ર લીધો તેથી નાટોરમાં જનસાધારણ મહા ઉત્સવમાં ગાંડાં બની ગયાં છે. કેવળ નાટોર રાજધાનીમાંજ નહિ; પણ તે મહોત્વસથી આજે ભવાનીમંદિર પણ અપૂર્વ શોભા ધારણ કરી રહ્યું છે.

નાટોરથી લગભગ અઢાર ગાઉ ઉત્તર પૂર્વ બાજુએ ભવાનીપુરમાં ભવાનીનું મંદિર આવેલું હતું.

ભવાનીપુર પીઠસ્થાન છે. ઉત્તર બંગમાં કરતોયા નદીને કાંઠે જ્યાં પાર્વતીજીના વાળ પડ્યા હતા, તે ઠેકાણે ભવાનીપુર આવેલું છે. ભવાનીપુરનાં પીઠસ્થાનમાં ભવાનીમંદિરમાં દેવીની સ્થાપના હતી.

ભવાનીપુરમાં ભવાનીમંદિરમાં મહારાણી ભવાની ભવાનીની પુજા કરવા આવ્યાં છે, તેઓએ દત્તક પુત્ર લેવાની ક્રિયા સંપૂર્ણ કરી હતી, તે વિષે આ પૂજાની તૈયારી થઇ રહી હતી. આજે દત્તકપુત્ર સાથે મહારાણી ભવાનીપુરમાં આવ્યાં છે. રાજપરિવારમાં બધાં આ ઉત્સવમાં ભાગ લેવા આવ્યાં છે.દેશ દેશાન્તરથી બ્રાહ્મણો આવી પહોંચ્યા છે.

ખાઇથી વીંટળાયલાં પ્રદેશમાં દક્ષિણદ્વારી મંદિર હતું. વિવિધ કારૂકાર્યથી શોભતાં દેવીમાતા તેમાં વિરાજ કરતાં હતાં. મંદિરની પાસે પૂર્વ અને પશ્ચિમ બાજૂએ ભવાનીશ્વર, હરેશ્વર વગેરે મહાદેવનાં લિંગ હતાં. મંદિરની પાછળ ઉત્તર બાજુએ, ભોગ આપવાની પડશાળ હતી; તેની પૂર્વ બાજૂએ રાજમહેલ હતો. માતાજીની પૂજા કરવા આવતાં મહારાણીએ એજ મહેલમાં ઉતારો લીધો હતો.

મહામાયાનાં મંદિરના પૂર્વ ભાગમાં બિલીનાં ઝાડનીચે અને પશ્ચિમે વડનાં ઝાડ નીચે સાધક મહાપુરૂષોને સાધના કરવાનું સ્થાન હતું. ત્યાં હમેશાં સાધુ સંન્યાસીઓ એકઠાં થતા. ત્યાં હમેશાં હોમકુંડ સળગ્યા કરતા, ત્યાં હમેશાં તત્ત્વકથાનાં વિવેચન થયા કરતાં. ત્યાં કોઈ સંન્યાસીઓ ચક્ષુ મીચી ધ્યાન ધરતા હતા, કોઇ હોમાગ્નિમાં આહુતી નાખતા હતા, કોઇ હાથ ઉચ્યા રાખી ઇષ્ટનામ જપતા હતા, કોઇ શાસ્ત્રની વાતો સંભળાવતા હતા. મહામાયાનું પીઠસ્થાન હોવાથી અહીં ઘણે દૂરથી મહાપુરૂષો એકત્ર થતા.

દત્તકપુત્ર લીધો હોવાથી મહારાણી ભવાની ભવાનીપુરમાં પૂજા

કરવા આવ્યાં છે, એ વાત સાંભળતાં ઘણા માણસો ભવાનીપુરમાં આવ્યાં છે. કોઈ પૂજા કરવા આવ્યાં છે, કોઇ પૂજા જોવા આવ્યાં છે, કોઇ ભીખ માગવા આવ્યાં છે, કોઈ રંગતમાસો જોવા આવ્યાં છે. કોઇ દુકાન માંડી બેઠા છે તો કોઈ માલ ખરીદવા આવ્યા છે.

ભવાનીપુરમાં મેળો ભરાયો છે. ભવાનીપુરે નવીન શોભા ધારણ કરી છે.

સવારમાં પૂજાનો ઘંટ વાગ્યો. જોતજોતામાં હજારો નરનારીથી મંદિર ભરપૂર થઇ ગયું.

એ દસ્ય અપૂર્વ હતું. એકી સાથે હજારો મનુષ્યોના કંઠમાંથી 'જયમા ભવાની'નો અવાજ નીકળ્યો. એકી સાથે અગણિત શંખઘંટા વાગી ઉઠયાં; એક સાથે સેંકડો નગારાંથી ભવાનીનું મંદિર કંપી ઉઠયું. માથાં પર જટાના ભારવાળો, છાતી સુધી દાઢીવાળો, તપ્તકાંચન સદશ રંગવાળો પૂજારી જ્યારે આરતી કરવા લાગ્યો ત્યારે તેની સાથે વાજીંત્રોના શોરથી આખું શહેર મુખારિત થઇ રહ્યું. હજારો નરનારી હાથ જોડી ભક્તિથી નીંગળતાં નયને મહામાયાનાં મુખ સામું જોઈ રહ્યાં;—આ કેવું દસ્ય ! તે વખતે એવું જણાવા લાગ્યું કે જાણે મહાયોગી મહેશ્વર પોતે પુરોહિતવેશે આવિર્ભૂત થઈ લોકો આગળ મહામાયાનું માહાત્મ્ય પ્રસારી રહ્યા છે.

આરતી પૂરી થઇ. વાદ્યધ્વનિ બંધ પડયો. એકઠા થએલા લોકો માતાજીને પ્રણામ કરવા લાગ્યા. છેવટે બધાં એકી અવાજે માતાજીનાં નામનો પોકાર કરી મંદિર છોડી નીકળ્યાં.

માતાજીનો સવારનો ભોગ નિરામિષ હોય છે. તે જોતાં માતા પરમવૈષ્ણવી જેવાં જણાતાં હતાં.

પરંતુ બપોરે દશ્ય બદલાયું મધ્યાહ્ન સમયની પૂજા વખતે પણ તેટલુંજ માણસ ભરાયું હતું. પરંતુ પૂજાની પદ્ધતિ જૂદી હતી. અત્યારે હારબંધ ખીલાકાષ્ટ ખોડેલાં જણાતાં હતાં; તેની પાસે સેંકડો બકરાં ઘેટાં અને પાડા બલિદાન માટે બાંધેલાં હતાં. તેઓને નહવરાવેલાં હતાં, તેઓ કંપતાં કંપતાં ચિત્કાર કરતાં હતાં.

આ પૂજાનો પુરોહિત પણ જૂદો હતો, પૂજાનાં સાધનો પણ જૂદાં હતાં, ભોગની તૈયારી પણ જુદી હતી. પુરોહિતે રાતાં વસ્ત્રો પહેરેલાં હતાં, લલાટ પર રાતાંચંદનનું ત્રિપુંડ કર્યું હતું, બંને હાથો પર રાતું ચંદન ચોપડયું હતું, સિંદુરથી રંગાયલાં ખડ્ગ સાથે તે મંદિરની બહાર આવ્યો અને બલિદાન અર્પણ કર્યું. મંત્રથી પવિત્ર થએલું ખડક કસાઇના હાથમાં આપવામાં આવ્યું.

બલિદાનનાં વાદ્ય વાગવા લાગ્યાં. ઢોલના અવાજથી મંદિર કંપવા લાગ્યું. બલિદાનનાં પશુની ચીસોથી ગગન વિદીર્ણ થવા લાગ્યું. કસાઇ એક પછી એક તમામ વધ્યપશુને મારવા લાગ્યો. બલિદાનનાં લોહીથી ભવાનીનું મંદિર લાલ થઇ ગયું બલિદાન પછી બલિદાનનું લોહી શરીરે ચોપડી કોઇ કોઇ નાચવા લાગ્યું. માતાજીની બપોરની પૂજા પૂરી થઇ.

સવારમાં જે માતા પરમ વૈષ્ણવી દેખાતી હતી, તેજ માતા બપોરે તદ્દન ઉલટું સ્વરૂપ ધારણ કરી રહી હતી. ભાવિક ભક્ત ! વિચાર જોઉં ! માતા કેવાં સ્વરૂપે અવસ્થિતિ કરે છે ?

માતાજીની પૂજા વખતે દત્તકપુત્રને પાસે બેસાડી મહારાણી ભવાની તેનું ભલું થવાથી પ્રાર્થના કરતાં હતાં. આટલા બધા કોલાહલ માનું કંઇ તેના કાનમાં પ્રવેશ કરતું નહોતું. તે તો તન્મય થઇ

માતાજીને પ્રાર્થના કરતાં હતાં કે–" હે મા મંગલમયી ! જગતનું ભલું કર ! "

દત્તકપુત્ર કુમાર રામકૃષ્ણ પોતાની માની પડખેજ બેઠો હતો; તે પણ માતાજીની સ્તુતિ કરતો હતો. પરંતુ તેનું ચિત્ત વારંવાર ચંચળ થઇ ઉઠતું હતું. બલિદાન વખતે તેણે જોયું કે બલિદાનનાં પશુઓની મર્મભેદી ચીસો તરફ કોઇ ધ્યાન આપતું નથી, એટલુંજ નહિ પણ જ્યારે એ બધાં પશુઓનાં ગળા કપાવા લાગ્યાં છતાં કોઈ કંઈ કરતું નથી, ત્યારે તે બૂમ પાડી મહારાણીને કહેવા લાગ્યો, " મા ? આ કેવું ઘાતકીપણું માતાજીની પૂજામાં આટલાં બધાં પ્રાણીઓનો નાશ શા માટે ? "

તન્મયચિત્ત ભવાનીના કર્ણમાં કુમારની એ બૂમે પણ પ્રવેશ ન કર્યો. મહારાણીએ કંઇ જવાબ ન આપ્યો. એટલે પુરોહિતે કહ્યું, " કુમાર ! આ બલિદાનમાં ઘાતકીપણું ક્યાં જોયું ? બલિદાનથી પશુઓનું જીવન સાર્થક થયું. બલિદાનથી બંધન મોચન થાય છે ! "

' બંધન મોચન ! ' કુમાર ધ્રુજી ઉઠયો. કેટલીએ અતીત સ્મૃતિ તેના મનમાં આવી. તેને પેલા સંન્યાસીની વાત યાદ આવી ! પંખીનાં બંધન મોચનની વાત યાદ આવી ! પોતાની બંધનમોચન સબંધની પ્રતિજ્ઞાની વાત પણ યાદ આવી.



## ચતુર્દ્દશ પરિચ્છેદ.

### સંદેહના પ્રશ્નો.

" एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ "
—श्रीमद्भगवद् गीता ॥



હરિદેવરાયનો પુત્ર ગોપાલ, મહારાણી ભવાનીનો દત્તકપુત્ર સ્વીકારાયો છે. તેજ અત્યારે કુમાર રામકૃષ્ણના નામથી ઓળખાય છે.

નાટોર જતી વખતે હરિદેવરાયે શાન્તીદેવી આગળ પ્રતિજ્ઞા કરી હતી કે ગોપાલને પાછો લાવીશ. પરંતુ તે પ્રતિજ્ઞા પળાઇ નહિ. આટલાં બધાં બાળકોમાં કેવળ ગોપાલજ દત્તક તરીકે સ્વીકારાયો, ત્યારે પછી પૈસાના લોભથી, ઉંચી ઇચ્છાઓના મોહથી પત્ની પાસે કરેલી પ્રતિજ્ઞા હરિદેવ ભૂલી ગયા હતા. ગોપાલને દત્તક તરીકે આંપી મહારાણી પાસેથી ગામ ઇનામમાં મેળવી તે પાછા ફર્યા શાન્તદેવીને શું કહેવું તેનો તેને વિચાર સરખો ન આવ્યો. આજે લગભગ એક માસ પૂરો થયાં, તે ગોપાલને નાટોર રાખી આવ્યા છે. ત્યારથી ગોપાલ એ ગોપાલ રહ્યો નથી; ગોપાલ—રામકૃષ્ણના રૂપમાં બદલાઇ ગયો છે.

ભવાનીના મંદિરમાં પુરોહિતની વાત સાંભળી, કુમાર ભારે વિચારમાં ડુબી ગયો. રાજધાનીમાં આવ્યા પછી તે આદરમાન અને મોજશોખના સમુદ્રમાં ડુબ્યો હતો. પરંતુ તે દિવસથી તેનું મન ફર્યું. હવે તે નિર્જન સ્થાન ખોળવા લાગ્યો; નિર્જન સ્થળમાં બેસી વિચાર

કરવામાંજ વખત ગાળવા લાગ્યો, તેમાંજ તેને આનંદ મળવા લાગ્યો.

કુમાર શો વિચાર કરે છે ? સુખ અને ઐશ્વર્યમાં ડૂબેલા કુમારને શી ચિંતા હોઇ શકે ?

કુમારની આવી સ્થિતિ તરફ થોડાજ દિવસમાં મહારાણી ભવાનીનું ધ્યાન ખેંચાયું. એક દિવસ એકાંતમાં બેસી કુમાર ગાંડાની માફક કંઇ બકતો હતો. કુમારને આવી સ્થિતિમાં જોઇ મહારાણી છૂપી રીતે તેના વિચાર સાંભળવા લાગ્યાં. પરંતુ કંઇપણ સમજી શક્યાં નહિ. તેથી પાસે આવી આદરપૂર્વક પૂછવા લાગ્યાં, " તું એકલો બેસી શો વિચાર કરે છે બેટા ? અહિં તને કોઈ જાતની અડચણ છે ? "

કુમારે વિનયપૂર્વક જવાબ આપ્યો—" ના, મા, મને કોઇપણ જાતનું દુઃખ નથી. "

ભવાની—"ત્યારે તું હંમેશ આમ કેમ કરે છે! તને શાની ચિંતા છે ? આ દુનિયામાં તને શાની ઓછપ છે જે તું આમ દીલગીર થઇ એકાંતમાં વિચાર કરે છે ? જો તને કોઇપણ જાતનું દુઃખ હોય તો કહે હું મારી શક્તિ મુજબ દૂર કરવાનો પ્રયત્ન કરીશ. "

કુમાર—"મને તો કોઇ જાતનું દુઃખ નથી મા ! "

" ત્યારે તું શાનો વિચાર કરે છે ? મને લાગે છે કે તારૂં મન કોઇ દારૂણ ચિંતાથી છવાઇ ગયું છે ! "

કુમાર આટલા દિવસ થયાં વિચારતો હતો કે, "કોને પૂછું ? કોણ મને જવાબ આપશે ?" આ સમસ્યાએજ તેના મનમાં દીલગીરી પ્રસરાવી હતી. આથી મહારાણીનો પ્રશ્ન સાંભળી તેનું મન મોકળું થયું.

કુમારે કહ્યું, " મા ! આપ ખરૂં કહોછો. મારૂં હૃદય ખરેખર ભારે વિચારથી દબાઇ ગયું છે. "

ભવાની—" બેટા, એ ચિંતા શી છે ? "

કુમારે પોતાની જિંદગીની પેલી બે ઘટના કહી સંભળાવી. સંન્યાસીએ કહ્યું હતું કે " પિંજરાબદ્ધ પંખીને બંધનમુક્ત કરવાથી તેનું બંધન છૂટે છે ! વળી ભવાનીમંદિરમાં રાજપુરોહિતે કહ્યું હતું કે બલિદાનથી પશુનું બંધન છૂટે છે કે મુક્તિદાનથી બંધન મોચન ? "

આ બે બાબતનો ઉલ્લેખ કરી કુમારે જનનીને પૂછ્યું, " મા ! હું કંઇ સમજી શકતો નથી. બલિદાનથી બંધન મોચન ? કે મુક્તિદાનથી બંધન મોચન ? "

મહારાણી વિસ્મય પામી કુમાર સામું જોઇ રહ્યાં.

બાળકના મુખમાંથી આવો પ્રશ્ન ? મહારાણી સમજી ગયા કે પ્રશ્ન ભારે છે. પરંતુ એવા પ્રશ્નોથી બાળકોનું નિર્મળચિત્ત કદીપણ ઉદ્વેલિત કરવું જરૂરનું નથી. તેણે નક્કી કર્યું કે બીજે વખતે કુમારને સમજાવી આવા વિચારથી દૂર રહેવાનું કહીશ. અત્યારે તો કુમારને દિલાસો આપવા કહ્યું, " આજ પ્રશ્ન કે ! વારૂ, હું તારા પ્રશ્નનો જવાબ આપીશ ! આ વાત તેં આટલા દિવસ કેમ ન પૂછી ? "

એમ કહી કુમારનો હાથ પકડી, મહારાણી કુમારને એક ઓરડામાં લઇ ગયાં.





# રાજા રામકૃષ્ણ

## દ્વિતીય ખણ્ડ.



" ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधात्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

વિષયોના ચિંતનથી વિષયોમાં માણસને સંગ થાય છે, સંગ કામથી ઉપજે છે. અને તે કામ ( ફળીભૂત ન થવા ) થી ક્રોધ ઉપજે છે. ક્રોધથી સંમોહ થાય છે. અને સંમોહથી સ્મૃતિનો ભ્રમ થાય છે અને સ્મૃતિભ્રમથી તેની બુદ્ધિ નાશ પામે છે. બુદ્ધિનો નાશ થતાં તેનો પોતાનોજ વિનાશ થાય છે. "



# રાજા રામકૃષ્ણ

## ખંડ બીજો.

ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोभिजायते ॥
क्रोधात् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥

—श्रीमद्भगवद्गीता ॥

" વિષયની ચિંતા કરતાં કરતાં મનુષ્યની વિષય પ્રતિ આસક્તિ જન્મે છે. આસક્તિમાંથી કામના, કામનામાંથી ક્રોધ, ક્રોધમાંથી સદ્‌સદ વિવેકનો નાશ, તેથી સ્મૃતિ-વિભ્રમ, તેથી બુદ્ધિનો નાશ અને બુદ્ધિનાશ થવાથી મૃત્યુ અવશ્યંભાવી છેજ.

## પ્રથમ પરિચ્છેદ.

### શરૂઆત.

"The childhood shows the man
As morning shows the day."

—Milton.

હરિદેવ રાય આટઆમમાં પાછા ફર્યા છે; પરંતુ ગોપાલને સાથે લાવ્યા નથી, ગોપાલની વાત પૂછતાં તે વારંવાર શાન્તિદેવીને એવો બોધ આપતા કે "ગોપાલને તેઓ જેમ બને તેમ જલદી અહિં મોકલી દેશે" પરંતુ દિવસપર દિવસ જવા લાગ્યા; ગોપાલ તો પાછો ફર્યોજ નહિ.

પહેલાં તો હરિદેવ એવું સમજાવતા કે—ગોપાલ રાજા થવાનો છે, એટલે અભિષેક થઈ રહ્યા બાદ આવશે. "ગોપાળને સાથે લઇ જ આવવું હતુંને" એવા પ્રશ્નના જવાબમાં તે કહેતા કે "અભિષેક થતી વખતે મારાથી ત્યાં થોભાય નહિ. તેથી હું અગાઉથી ચાલ્યો આવ્યો છું." શાન્તિદેવીને પતિના વચનમાં શ્રદ્ધા હતી તેથી આજ કાલ આવશે એમ માની મનમાં રીઝતી હતી. પરંતુ માનો જીવ તે ક્યાં સુધી હિંમત ધારે?

ભવાનીપ્રસાદ અને રામપ્રસાદ હજુપણ મામાને ઘેર રહેતા હતા. તેઓ ઘેર હોત તો શાન્તિદેવીને નિરાંત વળત. પરંતુ તેઓ પણ ઘેર નહોતા! કામકાજમાંથી નવરાશ ન મળતી હોવાથી હરિદેવરાય તેઓને ઘેર તેડી લાવ્યા નહોતા. તેઓ હમણાં આટઆમના નવા જમીનદાર થયા છે. તેથી જમીનદારીનો બંદોબસ્ત કરવામાં તેનો બધો

સમય ચાલ્યો જતો. પુત્રને ઘેર લાવવાનો બંદોબસ્ત કરવા જેટલો સમય પણ તેને ક્યાંથી મળે ?

જોકે એકાદ માણસ મોકલતાંજ આ પાર પડે તેવું હતું, પરંતુ નવીન જમીનદારીનાં કામો આડે તેમને આ વાત યાદ પણ આવતી નહોતી કવચિત કોઇ એ વાત યાદ કરી આપતું તોપણ તે યાદદાસ્ત એક ક્ષણમાં ગુમ થઈ જતી. વિષયાસક્ત મનુષ્યનું ચિત્ત આ પ્રમાણે બીજી ચિંતાને ખસેડે છે. શાન્તિદેવી દિવસે દિવસે પાગલ બનતી જાય છે, તે બાજૂએ નજર નાખવાનો હરિદેવરાયને સમય પણ નહોતો. કામ કામને કામ કામમાં રચીપચી તેઓ ઉન્મત્ત થઈ ગયા હતા.

શાન્તિદેવીએ આહાર નિદ્રા તજ્યાં તેનું રૂપ દહાડે દહાડે મલિન થતું ચાલ્યું. સુતાં, બેસતાં, ખાતાં પીતાં તેઓ ગોપાળનુંજ ધ્યાન ધરે છે. ગોપાલ ગોપાલ કહી તેઓ ગાંડાની માફક ફરે છે, સંસારનાં કાર્યમાંથી તેનું ચિત્ત ઉઠી ગયું છે; કોઇની સાથે બોલતાં પણ નથી; કેવળ ગોપાળના વિચારમાંજ તેઓ મશગુલ થઇ રહ્યાં છે પતિએ કહ્યું હતું કે " ગોપાલને તેઓ જેમ બને તેમ જલદી મૂકી જશે. " તેથી તેઓ હંમેશાં રસ્તા સામે જોઇ રહે છે રસ્તાપરના મુસાફરોને પૂછે છે કે " ભાઇ, બ્હેન, તમે મારા ગોપાલને આવતો જોયો ? " ગોપાળનાં ચિંતનમાં એક ચિત્તે બેઠાં હોય તે વખતે કોઇનો પગરવ સંભળાય કે તરત 'મારો ગોપાળ આવ્યો ' એમ બોલી સામાં દોડે છે. " રાત્રે પથારીમાં સૂતાં સૂતાં કોઈ નિશાચર પક્ષીનો ખડખડાટ સાંભળતાંજ બેબાકળાં ઉઠી ગોપાલ ! આવ્યો બાપુ ! " કહી જાગી ઉઠે છે.

શાન્તિદેવીની આ ભાવવિકૃતિ જોઈ કુમુદિની બહુજ મુંઝાઇ

સંસાર કેમ ચાલશે. એજ તેની મોટી ચિંતા હતી. હરિદેવરાય તો સંસાર તરફ નજર પણ કરતા નહોતા. તેઓતો જમીનદારીનાં કાર્યમાં મશગુલ હતા શાન્તિદેવીની આવી અવસ્થા હતી; તેતો ગોપાલને માટે ગાંડી બની હતી. ઘરનું રક્ષણ કોણ કરે ? હરિદેવની સાથે મેળાપ થતાંજ કુમુદિની ઘરની વાતો છેડતી; અને કહેતી કે–" હું એકલી કેટલું કરી શકીશ ? વહુની હાલત તો આવી છે ! હવે ગમે તે બંદોબસ્ત કરવો પડશે ! "

હરિદેવરાય કંઈ પણ જવાબ આપતા નહિ. કદાચ જવાબ આપતા તોપણ કહેતા કે " પ્રથમ જમીનદારનો બંદોબસ્ત કરી લઉં, પછી બધું થશે. " હરિદેવરાયનાં મગજમાં જમીનદારીજ ભરાઇ બેઠી હતી, ખાતાં પીતાં, ઉઠતાં બેસતાં કેવળ જમીનદારીજ સાંભળતી. ખાવા બેઠા હોય ત્યારે પણ જમીનદારીના વિચાર કરતા હતા તેઓ વિચારતા કે " ઉત્તરનાં મેદાનની જમીન હીરૂઘોષને ન આપતાં પાંચુ સરદારને આપું તો ઠીક, તો વધુ પૈસા આપશે " કદી વિચારતા કે " પેલી જમીન તો મારેજ રાખવી કારણ કે તે જમીન બીજાને આપતાં તેઓ તેમાંથી કાચું સોનું પેદા કરી શકશે " 'વળી વિચારતા કે " મારે તે આ ધડમથલ શી મને જે મળ્યું છે, તે પર આધાર રાખી પગપર પગ ચડાવી નિરાંતે ખાઇશ તોપણ ખુટવાનું નથી. "

કુમુદિની ઘર સંસારની વાતો હરિદેવને કાને નાખવા માટે ઘણા પ્રયત્નો કરતી હતી, પણ ફક્ત આહાર કરતી વેળાજ તેઓ હરિદેવને મળતાં. જો તેઓ ખાસ કામપ્રસંગે હરિદેવને પાસે બોલાવતાં, તો તેઓ કંઇને કંઇ બહાનું કાઢી છટકી જતા. આથી ભોજન સમય સિવાય કુમુદિનીને બીજે વખત મળતો નહિ.ભોજન વખતે આ બધી

વાત કાઢતાં ચમત્કારિક જવાબ મળતા. કુમુદિની પૂછતી કે "વહુની દવા માટે શા બંદોબસ્ત કરશું?" પરંતુ હરિદેવના કાનમાં તો આ વાત જમીનદારીની વાતનું રૂપ લઇ પ્રવેશ કરતી. તે જવાબ આપતા કે "કાન્તારામની જમીનદારી હજુ હાથ કરી શકયો નથી.

બંને જણનાં મન એ વિચારમાં મશગુલ થઈ ગયાં છે. હરિદેવ-રાય કેવળ જમીનદારીજ જૂએ છે. શાન્તિદેવી કેવળ ગોપાલને આવતોજ જૂએ છે.

રાખાલ ગોપાલનો બાલમિત્ર હતો રાખાલને જોઇ શાન્તિદેવીનો પ્રાણ શાંત થતો, આથી કુમુદિની કોઇ કોઈ વખતે રાખાલને શાન્તિ-દેવી પાસે આવવાનું કહેતી. સુયોગ મલતાં રાખલ પણ 'કાકિમા' કહેતો શાન્તિદેવી પાસે આવતો. શાન્તિદેવી તેને બહુ લાડ લડાવતી, કંઈ ખાવાનું આપતી. પૈસોટકો આપવામાં પણ કંજુસાઈ ન કરતી. રાખાલ પણ વખત જોઈ શાન્તિદેવી પાસે કેટલીય હઠ કરતો કોઇ વખત રમકડાં તો કોઈ વખત ઘરેણાં લુગડાં માગતો. કોઈ વખતે તે શાન્તિદેવીના અંગપરનાં ઘરેણાં ખેંચતો. કોઇ વખત નાકની નથ માગતો. શાન્તિદેવી પણ પોતાથી બની શકે તે તેને આપતી. કોઇ કોઇ વખત પોતાનાં શરીરપરનાં ઘરેણાં તેને પહેરાવતી અને તે ઘરેણાં પહેરી રાખાલ નાસી જતો. રાખાલની મા કોઇ કોઇ વખતે એવાં ઘરેણાં પાછાં આપી જતી ખરી; પરંતુ રાખાલના પિતા હલધરમિત્ર તેથી બહુ ગુસ્સે થતા. એક દિવસ તેમણે રાખાલને એકાંતમાં બોલાવી કહ્યું કે "હવેથી તું જે કંઈ લાવે તો તે ચુપકીદીથી મને આપી જજે."

એક દિવસ એમજ બન્યું. હરિદેવરાયનાં ઘરમાં રાખાલને અટ-કાવનાર કોઇ નહોતું. આમ તેમ ફરતાં ફરતાં રાખાલ એક દિવસ

શાન્તિદેવીનાં ઘરેણાંની પેટી લઈ નાઠો, કોઇએ તેને તેમ કરતાં જોયો પણ નહિ. શાન્તિદેવી ગોપાલની ચિંતામાં હતાં; કુમુદિની ઘાટપર લુગડાં ધોવા ગઇ હતી. રસોઇયણ પદ્મમણિ પોતાના ભાણેજને મળવા ગઇ હતી. આવો સુયોગ જોઇને રાખાલ શાન્તિદેવીનાં ઘરેણાં લઈ નાઠો હતો; તે દિવસ તે પોતાની મા પાસે ન જતાં બહારોબહાર પિતા પાસે ગયો. પેટી પિતાનાં કબજામાં સોંપી દીધી;

જે દિવસ આ બનાવ બન્યો, તે દિવસ ઘરેણાંનું કંઇ કામ ન પડયું, તેથી તે પેટીની કોઇએ શોધ પણ ન કરી. બીજે દિવસે હરિદેવરાય કોઈ દસ્તાવેજ ખોળવા આવતાં તેમને માલુમ પડયું કે દસ્તાવેજની પેટીપર રહેતી ઘરેણાંની નાની પેટી નથી. પટારો ઉઘાડતાંજ તેમને આ ખબર પડી. તેણે કુમુદિનીને બોલાવી પૂછપરછ કરી પરંતુ તે કંઇ પણ જવાબ આપી શકી નહિ. શાન્તિદેવી પણ કંઇ કહી શકી નહિ. પેટી ગઇ કયાં? હરિદેવરાયે ચારે બાજુએ શોધ કરી, પણ પેટી નજરે ન પડી. આ ગરબડની ખબર ફેલાતાં આડોશી પાડોશી પણ આવી પહોંચ્યાં. કુમુદિનીએ શાન્તિદેવીને પૂછ્યું, "વહુ, રાખાલને તો પેટી નથી આપીને?"

શાન્તિદેવીએ કહ્યું, "મને કંઇ ખબર નથી. રાખાલને તો મેં એ પેટી આપી નથી." પરંતુ તે જવાબથી કુમુદિનીને શાન્તિ ન વળી, હરિદેવરાયના મનમાં પણ સંશય ઉપજ્યો. તરતજ રાખાલને બોલાવી બધું પૂછી જોવાનો આગ્રહ થવા લાગ્યો.

રાયનાં ઘરમાં કંઇ પણ ગરબડ મચે તો રાખાલ તરતજ દોડી આવતો, પણ આજે તો તેનો પત્તો મળ્યો નહિ. ત્યારે શું રાખાલ ઘેર નથી? તેનાં ઘરમાંજ તેનો પત્તો મળ્યો. પરંતુ તે આવવા ઇચ્છતો નહોતો. રાય બોલાવે છે એ સાંભળી તેની મા તેને પરાણે બોલાવી

લાગી. શાન્તિદેવી રાખાલને કેટલું બધું ચાહતી હતી, તે તેની મા જાણતી હતી. એટલે તે રાખાલને સાથે લઇ તેમને ઘેર આવી. પરંતુ આ ગરબડ જોઇ રામ પાસે આવી શકી નહિ. કુમુદિનીએ તેને જોતાંજ રાખાલનો હાથ પકડી બધાં સમક્ષ હાજર કર્યો.

હરિદેવે પૂછ્યું,–"રાખાલ ! બેટા ! ઘરેણાંની પેટી ક્યાં રાખી છે.?"

પ્રશ્ન સાંભળી રાખાલના માથાપર જાણે આકાશ તૂટી પડયું. "તે બોલ્યો," "ઘરેણાંની પેટી કાકા એ શું !"

હરિદેવ—"બધાં કહે છે કે તુંજ લઇ ગયો છે !"

રાખાલ—"કોણ સાલો કહે છે ! તેના બાપના મ્હોંમાં કીડા પડે.

રાખાલનાં મ્હોંમાંથી સરસ્વતી દેવીની ધારા છૂટવા લાગી. જેમ ફાવે તેમ ગાળો આપતો આપતો રાખાલ ત્યાંથી નાસી છૂટયો. કંઇ પણ સાબીતિ ન હોવાથી હરિદેવરાય પણ બીજું કશું કરી શકયા નહિ. તેમાં પણ રાખાલની માએ કહ્યું કે "હું આમાં કંઇ જાણતી નથી, રાખાલ જો કંઇ પણ ઘેર લાવ્યો હોત, તો હું જરૂર આપી જાત;" ત્યારે હરિદેવરાયનાં ઘરમાંનાં કોઇથી વધૂ બોલી શકાયું નહિ.

તો પણ પદ્મમણિ જોરથી બોલી ઉઠી—"રાખાલ સિવાય આ કાર્ય કોઇએ કર્યું નથી. તેણે આ ઘરમાં પગ મૂકયો, ત્યારથીજ હું કકળતી આવી છું; મેં તરતજ કહ્યું હતું કે "વહુમા, સાવધાન રહેજો, રાખાલને ઘરમાં પગ મૂકવા ન દેશો !" પરંતુ મારી વાત કોણ સાંભળે ? હું તો દાસી છું."

આ ગરબડ થતી હતી ત્યાં રાખાલની દાદી આવી પહોંચી, રાખાલ સંબંધી પદ્મમણિએ જે કહ્યું, તે સાંભળી તે ઘણીજ ગુસ્સે થઇ

તે લાલચોળ થઇ બોલી ઉઠી, " શું કહ્યું ! આટલો બધો ગર્વ ! નાના મ્હોંએ મોટી વાતો ! તારો માલિક જમીનદાર છે, તેથી શું થઈ ગયું ! તને કંઈ કોઇને ગાળો આપવાનો પરવાનો મળ્યો કે ? હમણાંજ તારૂં મ્હોં બાળી નાખીશ સમજી. "

પદ્મમણિ પણ પાછી હઠે તેમ નહોતી. તેણે ધાર્યું કે હું કંઇ કોઇની તાબેદાર ઓછી છું ! આથી તે બરાડા પાડતી પાડતી રાખાલની દાદીપર ઉતરી પડી " રહેવાદે ને સહુની પૂછડી ! તારાં ઘરની બધી વાતો જાણું છું ? હું તો શું પણ આખું ગામ જાણે છે, દેશ વિદેશમાં તું જગજાહેર છે. તારૂં બળ્યું મ્હોં લઇ શું આવી છે ! હું નક્કી કહું છું કે રાખાલ સિવાય આવું કામ કોઇ કરેજ નહિ. "

રાખાલની દાદી ગુસ્સાથી કંપવા લાગી. પદ્મમણિ સામી ફરી બોલી " હરામજાદી ! પાજી ! ડાકણ ! મારો રાખાલ ચોર ! ફરીથી બોલીશ તો ઝાડુ મારીશ—સમજી ? "

પદ્મમણિથી હવે સહન ન થયું. રાખાલની દાદીએ જે શબ્દોમાં કહ્યું,* તે પોતે કરવા તૈયાર થઈ. ગાળો સાંભળી, તરતજ તે ગોશાળામાં ગઇ એક ઝાડુ લઇ આવી; અને રાખાલની દાદી સામી દોડી. તે બોલવા લાગી—" ત્યારે ડાકણ; હરામજાદી લેતી જા ! હવે જોઉં છું કે તને તારો કયો બાપ બચાવે છે.

હરિદેવરાયે પદ્મમણિને અટકાવી. તે બબડવા લાગી. આ તરફ પદ્મમણિનું પરાક્રમ જોઈ રાખાલની દાદીમા મકાન તરફ દોડી ગઇ.

હરિદેવરાયે પદ્મમણિને અટકાવી, એટલે પદ્મમણિનો અભિમાન-સાગર ઉછળ્યો. તે રડતી રડતી બોલવા લાગી—" હું તમારે ઘેર રહીશ નહિ. મને ગમે તે આવી તમારી સામે જેમ તેમ બોલી જાય

છે, તમે કંઇ બોલતાં નથી. હું તો જાઉં છું !”

દરેક વખતે બધી હદ પૂરી પડતી નથી ! એક તો દાગીનાની પેટી ગઈ તેથી હરિદેવનો અંતરાત્મા સુકાઇ ગયો હતો. તેપર પદ્મમણિએ મિત્ર મહાશયની માનું અપમાન કર્યું હતું. આ અવસ્થામાં પદ્મમણિની હદ સહન થાય કે ?

પદ્મમણિએ કહ્યું કે તરતજ હરિદેવ બોલી ઉઠયા–“ જા લુચ્ચી તું મારાં ઘરમાંથી હમણાંજ નીકળ ! શું કરૂં કે તું સ્ત્રી છે ! નહિ તો લાતો મારી બહાર કાઢત ! ” *

પદ્મમણિ રડતી રડતી ઘર બહાર ચાલી ગઈ, હરિદેવ ઘરમાંનાં બધાંને ઉદ્દેશી બરાડા પાડવા લાગ્યા.

એક તરફ હરિદેવ રાયનાં ઘરમાં આ ઘટના બની રહી હતી; તેજ વખતે રાખાલનાં દાદીમા હાંફતાં હાંફતાં ઘેર આવી પહોંચ્યાં, પોતાના પુત્ર આગળ તેણે રડવા માંડયું–“ તમે બધા જીવતા જાગતા બેઠા છતાં હરિદેવે પોતાની ચાકરડી દ્વારા મારૂં આટલું બધું અપમાન કરાવ્યું. આનો ઉપાય જો આજે જ નહિ થાય, તો હું હમણાં જ આપઘાત કરીશ.” એમ કહી હલધર જનની માટીપર પડી ઉંચે સાદે રડતી રડતી ઘરને કંપાવવા લાગી.

પાડોશીની એકાદ બે સ્ત્રીઓ આવી તેની વાતમાં સાથ દેવા લાગી. હલધરે ક્રોધાંધ થઈ પ્રતિજ્ઞા કરી કે “એક વખત એ બેટાને જોઇ લઇશ !”

---

## દ્વિતીય પરિચ્છેદ.

### શાખાંશની કથા.

'Obtruding false rules prankt in reason's garb."

—Milton.

તે દિવસથી મ્હોં જોવાનું પણ બંધ પડયું. રાય અને મિત્રનાં કુટુંબો વચ્ચેનો સદ્દભાવ તુટી ગયો. તે દિવસથી હરિદેવનું બુરૂં કરવા માટે હલધરે બેઠ બીડી. હવેથી દરરોજ મિત્રનાં મકાનપર હરિદેવનું બુરૂં કરવાનાં છુપાં તરકટો થવા લાગ્યાં. કદી હરિદેવને નાત બહાર કાઢવાની વાતો થતી, તો કદી તેની પ્રજામાંના આગેવાનોને બોલાવી કર ન આપવાની સલાહ અપાતી.

આજે પણ હલધરનાં મકાનમાં એવી એક મિજલસ મળી હતી. ગહરઅલી સરદાર હરિદેવરાયની રૈયતનો આગેવાન હતો. તે ભારે તોફાની હતો. તે જ્યારે નાટોર રાજ્યની સરહદમાં હતો, ત્યારે પણ તહસીલદારોને હાંકી કાઢતો, આ વખતે હરિદેવના તાબામાં આવતાં તેને ભારે સગવડ મળી, હલધરને આ વાતની પ્રથમથીજ ખબર હતી. માટે અગ્નિમાં ઘૃતાહુતી કરવા માટે તણે આજે ગહરઅલીને બોલાવ્યો હતો, તણે તેને ફુલાવી કહ્યું, "જૂઓ ગહરઅલી! હું જાણું છું કે તમે આ ભાગના આગેવાન છો. હરિદેવને જમીનદારી મળતાં તે પૃથ્વીને કોડીઆં જેવી માને છે! તમે જો તેનો ગર્વ ઉતારો તો હું બે હાથથી આશીર્વાદ આપીશ.

ગહરઅલીએ હલધરનું મન સમજવા માટે કહ્યું, "મિત્ર મહાશય! આપ જાણોછો કે ગમેતેવા પણ તે અમારા માલિક છે! આજ સુધીમાં તેમણે મારૂં કંઇ બગાડયું નથી. હું તેની સામે કેવી રીતે થઇ શકું."

હલધર—"તમે બહુજ જોરાવર હોવાથીજ તે તમારી પાસે ફાવી શક્યો નથી. બાકી ગામમાં તો ખબર કાઢો. તેના અત્યાચારથી આ-મનાં લોકો ઉચાળા ભરી નાસવા લાગ્યા છે. તે દિવસે અબ્દુલમીયાંનું ઘર ખરે બપોરે સળગી રાખ થઈ ગયું, તેનું ઉંડું તત્ત્વ સમ-જાયું નથી કે?"

ગહરઅલી—"ના, મેં તો કશું સાંભળ્યું નથી મેં તો એટલુંજ સાંભળ્યું છે કે અબ્દુલમીયાંનો મોટો દીકરો ચલમ પીતો હતો, તેણે ઘાસના ઢગલા આગળ ચલમ ઢાલવી; પવન આવતાંજ ઘાસ સળગી ઉઠયું, અને ઘર બળી ગયું. આ વાત શું સાચી નથી?"

હલધર—"શું કહું સરદાર! હરિદેવ અત્યારે જમીનદાર છે, એ-ટલે મને બહુ બ્હીક લાગે છે. કદાચ આ વાત કોઈ તેને કહે તો મારી શી દશા થાય. મને બહુ બ્હીક લાગે છે પણ તમે સજ્જન આદમી છો. તેથી એકાદ બે વાતો કહેતાં મારી જીભ અચકતી નથી. નહિ તો આ જમાનામાં કોઇને કહેવા જેવું જ નથી."

ગહરઅલી—"ત્યારે અબ્દુલમીયાંનું ઘર સળગી ગયું તેમાં કંઇ રહસ્ય છે ખરૂં?"

હલધર—"રહસ્ય!—સોળે સોળઆની! તમે સીધા માણસ છો; છળકપટમાં કશું સમજતા નથી. તેથી જે સાંભળ્યું છે, તે સાચું માનો છો! પરંતુ મેં તો નજરોનજર જોયું છે! હું કેવી રીતે લોકોની વાતમાં વિશ્વાસ રાખું?"

ગહરઅલી—"શું કહોછો? આપે નજરોનજર જોયું છે?"

ગહરઅલી નવાઇ પામી હલધર સામું જોઇ રહ્યો.

હલધરે સમજી ગયો કે ઔષધ લાગુ પડયું છે. તે જરા જો-

રથી બોલ્યો, " મેં નજરોનજર ન જોયું હોત તો આવું બોલવાનું સાહસ કરત કે ! તમે જાણો છો કે હરિદેવરાય મારા મિત્ર છે ! તો પછી હું તેની વિરુદ્ધ કેમ બોલું ! કંઈ ભારે કારણ હશે, ત્યારેજ હું તેની વિરુદ્ધ બોલતો હોઈશ, ખરૂં કહું તો અબ્દુલમીયાંનું ઘર બળી ગયું ત્યારથીજ હરિદેવ પર મને બહુજ તિરસ્કાર છૂટયો છે. પૈસાના લોભથી શું આમ એક માણસને ઘર વિનાનો કરી નખાય કે ? હરિદેવે જે પ્રમાણે, શરૂઆત કરી છે, તે રીતે જોતાં તો તે મારા તમારા જેવાને પણ હેરાન કર્યા સિવાય રહેશે નહિ ! ગહર ! જો તમે આ બાબત કંઈ પણ કહી શકો તોજ હું આ ગામમા રહી શકીશ નહિ તો આ ગામ છોડી બીજે નાસવું પડશે. "

ગહરઅલી હવે અવિશ્વાસ રાખી શકયો નહિ. અબ્દુલ તેનો સંબંધી હતો હરિદેવરાયે પોતેજ તેનું ઘર સળગાવી દીધું છે, અને હલધરે પોતે તેમ કરતાં તેને જોયો છે;—એ વાત સાંભળતાંજ તેને બહુ ગુસ્સો ચઢયો. ગહર બોલ્યો—"જો આમ હોય તો ખરેખર આ દેશમાં વસવું નકામું છે ! "

તેની સાથે સંમતિ દર્શાવતો હલધર બોલ્યો, " હું પણ એમ જ કહેતો હતો તમારા જેવા લોકો છતાં આ અત્યાચારનો પ્રતિકાર ન થાય, તો પછી આ દેશમાં રહેવું નકામું છે. "

ગહરઅલી ઉત્સાહમાં આવી બોલ્યો, " આપ ખરૂં કહો છો, આનો ઉપાય કરવો પડશે. "

ગહરઅલી આ પ્રમાણે બોલતો હતો તે વખતે રાખાલ હાંફતો હાંફતો ઘરમાં આવ્યો તેની પાછળ ચાર પાંચ માણસો હાંફતાં હાંફ-તાં ઘર બારણે આવી પહોંચ્યાં.

હલધર સમજી ગયો કે કંઇ મોટી વાત બની છે. તે સમજી ગયો કે રાખાલે જરૂર કોઇનું અનિષ્ઠ કર્યું છે. પરંતુ તે વાત ગહરઅલીના જાણવામાં આવે તે ઠીક નહિ, તેમ વિચારી કોઇને કંઇપણ ન કહેતાં ગહરઅલીને સંબોધી બોલ્યો, “ જોયું ગહરઅલી ! જૂઓ, નજરોનજર જૂઓ. મારા એકના એક પુત્ર પરનો જુલમ તો જૂઓ. તમે જૂઓ તો ખરા કે આટલું થાય તે ગામમાં વાસ કરવો યોગ્ય છે ? તમે નક્કી યાદ રાખશો કે આ બધાં હરિદેવરાયનાં તટકટો છે. ”

ગહરઅલી બોલ્યો—“હું બધું જાણું છું. હવે મને કંઈ કહેવું પડે તેમ નથી. આજ તો હું જાઉ છું. પરમદહાડે સાંજ પછી આ બાબતમાં કંઇક નિશ્ચયપર આવશું. ”

ગહરઅલી ચાલ્યો ગયો. રાખાલની પાછળ આવનારા હલધર પાસે આવી ઘાંટા પાડવા લાગ્યા. બધા એકી અવાજે બોલી ઉઠયાં. “ તમે શું અમને ગામમાં રહેવા નહિ દો ! ”

હલધર તેને શાંત પાડતો બોલ્યો—“ કેમ-શું થયું છે ? કહો તો ખરાં ! ”

તારિણીની મા આગળ આવી બોલી, “ મારી પુત્રીને કેવી મારી છે, તે જોઇ તો જાઓ ! છોડીના નાકમાંથી દડદડ લોહી વહે છે, આવો માર શું માણસ મારે ? ”

હલધર જાણે કાંઇ સમજતો ન હોય તેમ બોલ્યો, “ કોણે માર્યું—શા માટે માર્યું ? ”

તારિણીની મા,—“ મારે તે કોણ !—તમારા ગુણધર પુત્ર ! આવા છોકરાને ઘેર બાંધી રાખતો કેમ નથી ! ”

સાથે હરમણિ હાથ પગ હલાવી બોલી ઉઠી—“ કંઇ જાણે

જાણતો ન હોય, તેવો ડોળ રાખે છે! આંધળો છે કે શું? છોડીને કેવી મારી છે, મારી તો ખરી પણ તેના હાથ પગના દાગીના પણ ઉતારી લાવ્યો છે."

તારિણીની મા અને હરમણિ ધીમે ધીમે જેમ આવે તેમ બોલવાં લાગી. જેઓ સાથે હતા, તેઓ પણ ઘાંટા પાડવા લાગ્યા.

ગરબડાટ સાંભળી નિમાઈ ત્યાં આવી પહોંચ્યો.

નિમાઇએ આવી પ્રથમનો ગરબડાટ બંધ પાડવાનો પ્રયત્ન કર્યો. તારિણીની મા અને હરમણિને ઉદ્દેશી તેણે કહ્યું, "તમે જરા ધીમે બોલી શકતાં નથી, કોની સાથે કેમ બોલવું જોઇએ તેનું તો ભાન રાખો! જરા ધીરાં તો પડો! હલધરને બધું સાંભળવા તો દો."

નિમાઇના ઉપદેશથી બંને બાઇઓ શાંત પડી, નિમાઈ ગામનાં હલકી જાતોમાંનો એક માતબર પુરૂષ હતો, હલધર પણ તેનું માન જાળવતો હતો.

નિમાઇએ કહ્યું, "શું છે બ્રહ્મદેવ! આપના છોકરાના તોફાનથી તો અમારે ગામમાં વસવું ભારે પડે છે. તે દિવસે અબદુલ-મીયાંના ઘરમાં તેણે આગ લગાડી હતી. આપને અમે મુરબ્બી ધારીએ છીએ તેથી જાણતાં છતાં કંઇ બોલતા નથી. આજે પણ આપના રાખાલે શી બહાદુરી બતાવી છે, તે આપ સાંભળો છો. આપનાં છૈયાં છોકરાંને અમે તો કંઇ કહેતા નથી! પરંતુ બધા કંઇ સરખા હોતા નથી. કોઇ દિવસ કોઇ ગુસ્સાનો માર્યો કંઈનું કંઇ કરી બેસશે, ત્યારે આપ અમારા માથે દોષ નાખતા નહિ. દરરોજ આવો જુલમ તે કેમ સહન થાય."

ગગનદાસ યુવક હતો; તે પેલી છોકીનો કાકો થતો હતો તે

ક્રોધથી કાંપનો હતો નિમાઇની વાત પૂરી થતાંજ તે બોલી ઉઠ્યો. "જો આજે રાખાલ મારા હાથમાં પકડાયો હોતતો તેના ટુકડે ટુકડા કરી નાખત !"

નિમાઇએ જરા કરડા સ્વરે તેને કહ્યું, "થોભ ! વધુ ન બોલ !"

ગગનદાસ ચૂપ રહ્યો. નિમાઇની નમ્રતા જોઇ હલધરે પૂછ્યું. "કેમ, શું થયું છે નિમાઇ ! બધું વિસ્તારથી સમજાવશો ?"

નિમાઇએ ધીમે ધીમે બધી વાત કહી. છોડીને કેવી રીતે મારી, તેના હાથનાં કડાં અને પગનાં સાંકળાં કેવી રીતે કાઢી લીધાં અને છેવટે રાખાલ કેવી રીતે નાઠો એ બધી વિગત કહી સંભળાવી, ફક્ત એકજ દિવસની નહિ, પણ આજદિન સુધીમાં રાખાલે જે જે દુષ્કર્મો કર્યાં હતાં, તેની લાંબી યાદી નિમાઇએ હલધરને સંભળાવી કયે દિવસે સનાતનદાસના આંબાપરથી કેરીઓ પાડી હતી, કયે દિવસે ભૈરવાન ભરવાડનાં દૂધનાં વાસણુમાં પેસાબ કર્યો હતો, કયે દિવસે રામશંકરના ઘરમાં પેસી ચોખાનું વાસણુ ચોરી લીધું હતું–એ બધી વાતનો ઉલ્લેખ કરી છેવટે બોલ્યો, "અત્યારે તો આજની બાબતનોજ ન્યાય કરો. ગરીબ બિચારી છોડીને મારી તે તો થયું પણ તેના દાગીના પાછા સોંપશો તો પણ બહુ છે."

નિમાઇને અસંતુષ્ટ કરવાથી આગળ ઉપર સારૂં નહિ થાય એમ વિચારી હલધર રાખાલને ગુસ્સાભેર બોલાવવા લાગ્યો. "પાજી છોકરા, ગધેડા જેવા ! આજ તારાં હાડકાં ભાંગ્યા સિવાય નહિ રહું. આજતો તારી જન્મારાની કૂટેવ ભૂલાવી દઇશ."

આવનારાં સમજ્યાં કે આજે હલધર ખરેખરો ગુસ્સે થયો છે

તેઓએ વિચાર્યું કે આજે નક્કી કંઈ ઉપાય થશે આથી તેઓ જરાક થંડાં પડ્યાં.

હલધર વારંવાર રાખાલને બોલાવવા લાગ્યો. પરંતુ રાખાલે જવાબ ન આપ્યો, તે કેવળ દાદીના ખોળામાં છુપાવવાની પેરવી કરવા લાગ્યો. રાખાલની દાદીએ બધું સાંભળ્યું હતું. તેથી તે સમજી ગઇ કે આ વખતે હલધર એવો ગુસ્સે થયો કે રાખાલને મારા સિવાય બીજો આશરો નથી તેથા તે રાખાલને સાથે લઇ બહાર આવી.

રાખાલને જોતાંજ હલધર ગમે તેમ બોલવા લાગ્યો. રાખાલની દાદી હલધરને પૂછવા લાગી "કેમ! રાખાલે શું કર્યું છે, તે આમ ગાળો ભાંડે છે?" હલધર બોલ્યો, "જાણુતી નથી મા, સાંભળ આ નિમાઇ પાસે!" એમ કહી તેણે નિમાઈ પાસે જે જે સાંભળ્યું હતું તે કહી સંભળાવ્યું.

રાખાલને વિશ્વાસ હતો કે હું જ્યાં સુધી દાદી પાસે છું, ત્યાં સુધી મને કોઈ એક ચુંટી ભરી શકે તેમ નથી.' આ વિશ્વાસપર સાહસુ રાખી રાખાલ બોલી ઉઠયો, "ના દાદીમા, મેં તો કંઇ કર્યું નથી!"

રાખાલની દાદી પણુ તેનો બચાવ કરતી કરતી બોલી "હર બેટા! રાખાલતો આજે ઘર બહાર ગયોજ નથી; તે તો આજ ઘરમાંજ બેઠો બેઠો રમે છે!"

રાખાલની દાદીનાં વચનો સાંભળી તારિણીની મા મૂંગી રહી શકી નહિ. તે બોલી, "હમણાંજ રાખાલ દોડતો દોડતો ઘરમાં પેઠોને! શું આંખો ફુટી ગઈ છે કે શું?"

નિમાઇ તારિણીની માને મૂંગી રાખવા બોલ્યો, "કોની સાથે

વાત કરે છે, તેનું ભાન નથી, તો પછી વાત કરે છે શામાટે ?” એમ કહી તે હલધર તરફ ફરી બોલ્યો, “ માજી કામકાજમાં ગુંથાએલાં હશે એટલે તેને ખબર નહિ હોય, તેથી કદાચ જોઈ શક્યાં નહિ હોય, નહિતો રાખાલે છોડીને મારી ઘરેણાં લઇ અહીં પ્રયાણ કર્યું છે એ વાત કોણ નથી જાણતું ! ”

રાખાલે ફરીથી કહ્યું, “ મેં લીધાં નથી.” રાખાલની દાદી પણ બોલી ઉઠી, “રાખાલે જો કંઇ લીધું હોય તો ઘરમાંથી લાવેને ?”

હલધર મનમાં લીધું સમજી ગયો પરંતુ રાખાલ માનતો નથી, અને મા રાખાલનો પક્ષ લેછે, એ જોઇને નિમાઇને ખોટું ન લાગે તેમ બોલ્યો, “ જૂઓ નિમાઇ ! રાખાલ માનતો નથી; મા પણ કહે છે કે હલધર ઘરમાં કંઇ લાવ્યો નથી. આવી અવસ્થામાં શું કરી શકાય ? વારૂ, હું તપાસ કરી જોઇશ, અત્યારે તો તમે બધાંને સમજાવી ઘેર લઇ જાઓ. જો મારાં ઘરમાં કંઇ પણ આવ્યું હશે તો તમે ખાત્રીથી માનજો કે હું જાતેજ તે બધું તમને આપી જઇશ. ઘરમાં નહિ આવ્યું હોય તો પછી—”

હલધર ગાળા ચાવવા લાગ્યો. નિમાઇએ કહ્યું, “ આપનાં ઘરમાં કડાં આવ્યાં છે એ તો નક્કી તેમાં કશો શક નથી. ગમે તેવી રીતે પણ કડાં અને સાંકળાં આપવાંજ પડશે. ”

“ વારૂ, તમે અત્યારે તો જાઓ ! મારાં નસીબમાં આટલો દંડ લખ્યો હશે ! ”

હલધરે આવી રીતે બધાને વિદાય કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તારિણીમા ચુપ રહી શકી નહિ, તે બોલી, “ એવી ગાંજાખોરી ચાલશે નહિ, દાગીના હમણાંજ દેવાં પડશે. હમણાંજ ઘરમાં આવ્યાં

છે, ને વળી તપાસ કેવી!"

પરંતુ હલધરે નિમાઇને એવી મીઠી ભાષાથી સમજાવ્યો કે તે કંઇ પણ બોલી શક્યો નહિ બીજાં બધાંની મરજી ન હોવા છતાં નિમાઇએ હલધરની માગણીથી બધાંને ઘેર વિદાય કર્યાં.

## તૃતીય પરિચ્છેદ.

---

### વિષનું બીજ

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥
श्रीमद्भगवद्गीता ।

પુત્ર ખરાબ નીવડતાં લગભગ દરરોજ માબાપને લોકોનો તિરસ્કાર સહન કરવો પડતો. સહન કરતાં કરતાં જ્યારે અસહ્ય થઇ પડ્યું ત્યારે એક દિવસ હલધરે પુત્રને બોલાવી કહ્યું, "ગોપાળ, અને તું એક વખત બાળમિત્રો હતા. તે રાજા થવા તૈયાર થયો છે, અને તું લોકોનો તિરસ્કાર સહન કરે છે! તારી ઉન્નતિ કરવાનું તને જરા પણ મન થતું નથી?"

ગોપાળ રાજા થયો હતો અને રાખાલ લોકો પાસે ડગલે ડગલે તિરસ્કાર પામતો હતો—તે દિવસ પિતા તરફથી તિરસ્કાર પામી રાખાલનું મન ચંચળ થઇ ગયું. પિતાએ બીજું જે કંઇ કહ્યું તેમાં રાખાલનું ધ્યાન રહ્યું નહિ. રાખાલે બધી વાતો સાંભળી ખરી, પણ આ એકજ વાક્યે તેનાં હૃદયને તેમાં, હચમચાવી દીધું. તે

દિવસથી રાખાલ વિચારવા લાગ્યો કે " હું કેવી રીતે ગોપાળ જેવો રાજા થઈ શકું." જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ રાખાલના દિલમાં આ વિચાર ક્રમે ક્રમે વૃક્ષના રૂપમાં પરિણામ પામવા લાગ્યો.

તે દરમિઆન નાટોરથી એક આમંત્રણ આવ્યું. મહારાણી ભવાની બ્રાહ્મણોના પગની રજ માથે ચડાવવા માટે દરેક બ્રાહ્મણોને રાજધાનીમાં બોલાવતી હતી. રાખાલે નક્કી કર્યું કે આ તક છે ખરી ! ગોપાળ મારો બાળમિત્ર હતો. એક ફળના પણ બે ભાગ કરી અમે સાથેજ ખાતા હતા. એક મુઠી નાસ્તામાંથી મને અર્ધો ભાગ આપતો હતો તે અત્યારે અતૂલ સંપત્તિનો માલીક થયો છે. શું તે પોતાની સંપત્તિનો થોડો ભાગ મને નહિ આપે ?"

આવો વિચાર કરી રાખાલે રાજધાનીમાં જઈ ગોપાળને મળવા વિચાર કર્યો તેણે ધાર્યું કે " હું બધી વાત સ્પષ્ટ રીતે કહીશ. ગોપાળને બાળપણની બધી વાતો યાદ દેવડાવીશ તેમ કરતાં તે નક્કી મને રાજ્યનો કેટલોક ભાગ તો આપશેજ."

આ પ્રમાણે આશામાં મત્ત બની રાખાલ ઐશ્વર્યનાં સ્વપ્નો જોવા લાગ્યો, આશાના પ્રકાશથી તેનું હૃદય પ્રફુલ્લ બની ગયું, વખતે નિરાશા આવી તેનાં હૃદયાકાશમાં ઘનઘોર ઘટા મચાવી દેતી. એક વખતે તે વિચારતો કે "ગોપાળ મારૂં વચન ઉથામશે ? કદી નહિ, તે કદી પણ મારી વાત પાછી ઠેલશે નહિ." બીજી ક્ષણે વિચાર આવતો કે " જો ગોપાળ મારી વાંછના ન પૂરે, ઐશ્વર્યના મદમાં મત્ત થઈ તે મારી ઉપેક્ષા કરે તો " રાખાલ પોતાની મેળે એ પ્રશ્નનો જવાબ રચી લેતો હતો કે " ઉપેક્ષા કરે, રાજ્ય ન આપે, તો

બીજો માર્ગ પણ છે. મારો સંકલ્પ છે કે ગમે તે રીતે ગોપાળની સંપત્તિનો કેટલોક ભાગ મારે મારા હસ્તક લેવોજ પડશે."

ઇર્ષ્યાની આગ રાખાલના હૃદયમાં સળગવા લાગી. રાખાલે મનમાં વિચારવા લાગ્યો કે "ગોપાળ અતુલ ઐશ્વર્યનો અધીશ્વર છે, અને હું રસ્તાપર ભટકતો ભિખારી છું! તે કદી પણ સહન થાય? છળથી, બળથી, કૌશલથી-ગમે તે રીતે મારે મારી અવસ્થાનું પરિવર્ત્તન કરવુંજ પડશે."

---

## ચતુર્થ પરિચ્છેદ.

### બ્રાહ્મણ.

कोटिब्रह्मांड मध्येषु सन्ति तीर्थानि यानि वै ।
तीर्थानि तानि सर्वाणि वसन्ति द्विजपादयोः ॥

—पद्मपुराण ।

દત્તકપુત્ર ગ્રહણ કરવાની ક્રિયા પૂર્ણ થતાં ન થતાંમા નાટોર એક બીજા ઉત્સવથી ગાજી ઉઠયું. દરરોજ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીમાં સેંકડો બ્રાહ્મણો દેશ વિદેશથી નાટોરમાં એકત્ર થવા લાગ્યા ફક્ત નૈયાયિક, વેદાન્તી, અથવા સ્માર્ત્ત પંડિતોજ નહિ, કેવળ રાજધાનીમાંના બ્રાહ્મણોજ નહિ, પરંતુ દેશ દેશાંતરથી યુવાન, વૃદ્ધ, પ્રૌઢ, બાળક ગમે તે શ્રેણીના બ્રાહ્મણો નાટોરમાં આવતા હતા. મહારાણીનાં દિવાન દયારામરાય અને મામાનો દિકરો ભાઇ ચંદ્રનારાયણ પોતપોતાનાં માણસો સાથે બ્રાહ્મણોની વ્યવસ્થા કરવાના પ્રયત્નો

કરતા હતા. નાટોરમાં આટલા બધા બ્રાહ્મણોનો કદી પણ સમાવેશ થયો નહોતો; આટલા બધા બ્રાહ્મણોને દરેક પ્રકારની સગવડ આપવામાં કશી અડચણ થતી નહોતી.

આટલા બધા બ્રાહ્મણોનો સમાગમ અને એ બધાની સરખી વ્યવસ્થા જાળવવી એ કેવો નવીન ઉત્સવ હતો! મહારાણી ભવાનીએ એક લાખ બ્રાહ્મણોની પદરજ ગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો હતો. લાખ બ્રાહ્મણની પદરજ ગ્રહણ કરવાથી કેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે, તે તેમના ગુરુએ સમજાવ્યું હતું. લાખ બ્રાહ્મણની પદરજ ગ્રહણ કરવાથી બધાં કાર્યો સિદ્ધ થાય, સર્વત્ર વિજય થાય. તે પદરજ શરીરપર ધારણ કરવાથી સર્વ રોગથી મુક્ત થવાય. તે રજ જે એકઠી કરી શકે તે અશેષ પુણ્યનો ભોગવનાર થાય. આ બધી વાતો તેમણે પોતાના ગુરુદેવને મુખે સાંભળી હતી. ત્યારથી તેમણે લાખ બ્રાહ્મણોની પદરજ ગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો હતો. અનેક દિવસ થયાં આ સંકલ્પ જાગ્રત હતો. તેથીજ આજે બ્રાહ્મણમાત્રની સેવા કરવાની વ્યવસ્થા કરી હતી.

નિર્દિષ્ટ સમયે લાખ બ્રાહ્મણને એક સ્થાને એકઠા કરી જૂદાં જૂદાં આસનોપર બેસાડી પદરજ ગ્રહણ કરવી પડે છે. માટે એક લાખ કાષ્ટાસન તૈયાર હતાં, એક વિશાળ મંડપમાં એ બધાં આસનો મૂકવામાં આવ્યાં હતાં. પદરજ ગ્રહણ કર્યા પછી દરેક બ્રાહ્મણને યોગ્ય ભાથું આપવા માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. અને એ પદરજ આપવા માટે દરેક બ્રાહ્મણને યોગ્ય માન આપવાની વ્યવસ્થા થઈ હતી.

રામનવમીને દિવસે પદરજ ગ્રહણ કરવાનો ઉત્સવ આરંભાયો. તે પહેલાં લાખથી પણ વધૂ બ્રાહ્મણો નાટોરમાં આવી પહોંચ્યા હતા.

પદરેજ ગ્રહણ કરતી વેળાનું કેવું અપૂર્વ દસ્ય ! એ દૃશ્યનું વર્ણન કરી શકાય તેમ નથી. અર્દ્ધ બંગેશ્વરી મહારાણી ભવાની, કુમાર રામકૃષ્ણને સાથે લઇ દીન ભીખારીની પેઠે બ્રાહ્મણોના પગ આગળ આળોટે છે; અને બ્રાહ્મણો—પછી તે યુવક હોય, બાળક હોય કે વૃદ્ધ હોય—પદરજ આપી આશીર્વાદ આપે છે.—આ એક અપૂર્વ દસ્ય હતું. મહારાણી પ્રત્યેક બ્રાહ્મણનાં આસન આગળ આવી દંડવત્ પ્રણામ કરી તેની ચરણ રજ લે છે; અને કુમાર રામકૃષ્ણ તેની પાછળ પાછળ આવી એક સુવર્ણપાત્રમાં એ રજ એકઠી કરે છે. આ પ્રમાણે એકેક મંડપમાં ચરણરજ એકઠી કર્યા પછી બીજા મંડપમાં જાય છે. રામનવમીથી શરૂ કરી લગભગ ત્રણ માસ બાદ મહારાણી લાખ બ્રાહ્મણોની પદરજ ગ્રહણ કરવાને સમર્થ થયાં. ત્રણ માસ સુધી નાટોરમાં મોટો ઉત્સવ થયો હતો. ત્રણ માસ સુધી જે બ્રાહ્મણે જે કંઇ માગ્યું હોય, તે બધું પૂરૂં પાડવામાં આવ્યું હતું. આ ત્રણ માસમાં કેટલાએ બ્રાહ્મણોની કેટલીએ માગણી મહારાણીને પૂરવી પડી હતી. રામનવમીને દિવસેજ ભોજન સમયે દક્ષિણ દેશના કોઈ બ્રાહ્મણને તાજું મધ ખાવાની ઇચ્છા થઇ. તાજું મધ તે વખતે તરત ક્યાંથી મળે ! એક તો તે સમયે મધ મેળવવુંજ મુસ્કેલ હતું, તેમાં વળી જમતી વખતેજ મધ ખાવાની ઇચ્છા થઇ હોવાથી સમય પણ થોડો હતો આ ઇચ્છા કેવી રીતે પૂર્ણ થઈ શકે! એકાદ બે દિવસ પહેલાં વરદી અપાઇ હોત તો ગમે ત્યાંથી મધ મળી રહેત પરંતુ આ ક્ષણે મધ ક્યાંથી મળે ?

ચંદ્રનારાયણે જ્યારે આ સમાચાર મહારાણીને પહોંચાડયા, ત્યારે તે બહુજ ચિંતાતુર થઇ ગયાં. તે વખતે એકદમ મધ ક્યાંથી મળે ? મહારાણીને બીક લાગી કે “ત્યારે શું બ્રાહ્મણની ઇચ્છા પૂર્ણ

નહિ થઇ શકે ? શું મારૂં કાર્ય બગડશે ?" મહારાણીએ આ બાબતમાં દયારામની સલાહ લેવાનું કહ્યું; તેણે કહ્યું કે "જો કોઇ પણ ઉપાય હોય તો આપ વ્યવસ્થા કરો, આ સ્થિતિમાં જે કોઇ પણ મધ લાવી આપશે, તેને હું યોગ્ય ઇનામ આપીશ. આપ આ ઇનામની વાત હમણાંજ જાહેર કરી દો."

ચંદ્રનારાયણને એટલું કહી મહારાણી મનમાં બોલવા લાગ્યાં "હે મા ભવાની! મારૂં કર્મ મિથ્યા ન થાય એમ કરજે."

એ બાબત દયારામરાયે આવી કહ્યું, "મા! કંઈ પણ ચિંતા ન કરતાં, આપનાં કાર્યમાં કંઈ પણ વિઘ્ન નહિ આવે. હું ભંડારમાં ગયો હતો, ત્યાં તપાસ કરતાં જણાયું કે મધનો તોટો નથી, આ ખબર આપને આપવા માટે આવ્યો છું."

ચંદ્રનારાયણે પૂછ્યું—"ક્યાંથી મધ મળ્યું ?"

દયારામ—"નવ દ્વીપાધિપતિ મહારાજ કૃષ્ણચંદ્રે એક નૌકામાં ઘણાએ મધપૂડા મોકલ્યા છે. તે હજુ નૌકામાં ઝુલાવી રાખ્યા છે. માખીઓ પણ હજુ તે પર ગણગણે છે. નૌકામાંથી મધલાવવા માટે મેં હમણાંજ રામરૂપને મોકલ્યો છે. તે હમણાંજ મધ લઇ આવી પહોંચશે."

મહારાણીને બહુજ આનંદ થયો. તેણે મનમાં જગજ્જનનિની પ્રાર્થના કરી. આ બાબતમાં મહારાણી દયારામ પર એટલાં તો ખુશી થયાં કે તેને એક લાખ રૂપીઆની સ્થાવર મિલ્કત ઇનામ આપી. તે મિલ્કત અત્યાર સુધી તેના વંશજો ભોગવે છે.

થોડીજ વારમાં મધપૂડા લઇ રામરૂપ આવી પહોંચ્યો. ચંદ્રનારાયણે બ્રાહ્મણને સંતોષપૂર્વક જમાડયો. મધ મળતાં બ્રાહ્મણોના આનંદનો પાર ન રહ્યો. મહારાણી ભવાનીના જયથી ગગન કંપવા લાગ્યું.

---

## પંચમ પરિચ્છેદ

### કૃષ્ણનો કૂટયો.

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥
धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृत्तो गर्भस्तथा तेनेदमावृतम् ॥

—श्रीमद्भगवद्गीता ।



એક લાખ બ્રાહ્મણોની પદરજ ગ્રહણ કરવાનું કાર્ય સમાપ્ત થયું, બ્રાહ્મણો એકપછી એક રવાના થવા લાગ્યાં. વિદાયની જવાબદારી જૂદા જૂદા અમલદારોપર નાખવામાં આવી. આથી વિદાય-દાનની ક્રિયા ટુંક સમયમાં સંપૂર્ણ થઇ. કોઇપણ બ્રાહ્મણ કોઇપણ બાબતમાં મહારાણીની વ્યવસ્થાનો દોષ કાઢી શકયા નહિ.

આ અવસર પ્રસંગે નાટોર આવી રાખાલ, કુમાર રામકૃષ્ણને મળવાનો સમય શોધવા લાગ્યો.

કુમાર રામકૃષ્ણ દરરોજ બ્રાહ્મણોની સગવડ જાળવવા માટે મંડપમાં આવતો હતો. પરંતુ તે વખતે તેની આગળ પાછળ સિપાઇઓ રહેતા હતા, નોકરચાકર રહેતા હતા. તેથી એ વ્યૂહ ભેદી કુમાર પાસે પહોંચવાનું રાખાલ માટે અશક્ય હતું. જેઓ ઐશ્વર્યના અધીશ્વર છે, તેઓની આગળ જે વાતો કહીએ તે બધી વાતો તે ધ્યાન પૂર્વક સાંભળતા નથી. એથી બે ત્રણ વાર રામકૃષ્ણનો મેળાપ થયો

છતાં રાખાલ પોતાનો મનોભાવ દર્શાવી શક્યો નહિ;—તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. કુમાર રામકૃષ્ણ જ્યારે છેલ્લે દિવસે મંડપમાં આવ્યો, ત્યારે પણ રાખાલ કંઈપણ બોલી શક્યો નહિ.

એક વખત રાખાલ કંઈ બોલવા ઉઠ્યો હતો. પરંતુ કુમારના નોકરોએ તેને બેસાડી દીધો. લાખ બ્રાહ્મણોમાં રામકૃષ્ણનું ધ્યાન રાખાલ તરફ ખેંચાય એ પણ અશક્ય હતું. તોપણ એક વખત તેણે રાખાલને જોઈ તેની સાથે વાતચીત કરવાની ઈચ્છા બતાવી હતી. પરંતુ તેના નોકરો તરતજ તેને બીજે સ્થળે લઈ ગયા હતા.

આવી રીતે જ્યારે મંડપમાં મેળાપ કરવાના પ્રયત્નો નિષ્ફળ ગયા, ત્યારે રાખાલે પોતાના સમાચાર લોકોદ્વારા રામકૃષ્ણને મોકલવાના પ્રયત્નો કર્યા. પરંતુ કુમારને સમાચાર કોણ પહોંચાડે ? એક વખત સાહસ કરી બ્રાહ્મણોમાંના એકને રાખાલે પોતાની વાત જણાવી પરંતુ તે બ્રાહ્મણથી પણ કંઈ પણ કાર્ય થઈ શક્યું નહિ. તેણે તો ફક્ત એક ઉંચા દરજ્જાના અમલદારને આ બાબત જણાવ્યું. આ પ્રમાણે વાત ખોટાળે પડી. અર્થ ન સર્યો. છેવટે સંખ્યાકાળ પછી જવાબ આવ્યો કે " કુમાર બહુ કામમાં છે; તેને કોઈને મળવા જેટલો સમય નથી. "

રાખાલે આટલું બધું કર્યું, છતાં રામકૃષ્ણ સાથે મેળાપ ન થયો. આથી તે બહુજ ગુસ્સે થયો. તે મનમાં વિચારવા લાગ્યો, " આટલો બધો અહંકાર ! મને જોયો છતાં વાત કરી નહિ. મેં કહી મોકલાવ્યું તેનો આવો જવાબ ! શું તેને આટલો બધો ગર્વ ચઢ્યો છે ! "

રાખાલે આ અપમાનનું વેર વાળવા પ્રતિજ્ઞા લીધી. તે મનમાં બોલ્યો " વાહ ! રામકૃષ્ણ તું કેવો છે, અને હું કેવો છું, તે એક

દિવસ જરૂર આવશે; તારૂં રાજ્ય જો ઊંખી નાખી શકું, તારો આ ઐશ્વર્યનો ગર્વ ચૂર્ણ કરી શકું, તોજ મારા જીવનની સાર્થકતા માનીશ."

રાઘવે તેજ દિવસે નાટોર છોડયું. હવે તે એકાગ્ર થઇ રામકૃષ્ણનું અનિષ્ટ કરવા માટે, તેનાં ધન-ઐશ્વર્યનું હરણ કરવા માટે પ્રયત્નો કરવા લાગ્યો.

---

## ષષ્ઠ પરિચ્છેદ.

### દાન-મહત્ત્વ

> त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
> कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥"
>
> —श्रीमद् भगवद्गीता ।

બધા બ્રાહ્મણો રજા લઈ આશીર્વાદ આપતા આપતા ચાલ્યા ગયા પરંતુ એક બ્રાહ્મણે રજા લેવા ઇચ્છયું નહિ. ચંદનારાયણ પોતે તેને રજા આપવા દાન આપવા લાગ્યા, પરંતુ તેણે કહ્યું કે "હું શા માટે રજા લઉં!"

ચંદનારાયણ ધીમેથી બોલ્યા, "રાજ પરિવારનાં કલ્યાણ માટે!"

બ્રાહ્મણ—"હું રાજપરિવારનું કલ્યાણ મન-કર્મને વચનથી ઇચ્છું છું. પરંતુ તે માટે પૈસા લેવાની જરૂર કેમ?"

ચંદનારાયણ—"દાન વગર સંકલ્પ સિદ્ધ થતો નથી, તેથી આપને વિનંતિ કરૂં છું."

બ્રાહ્મણ—"આપ ગમે તે સમજવો પણ હું દાન લઇશ નહિ."

ચંદ્રનારાયણ—"બ્રાહ્મણની ગતિ બ્રાહ્મણ છે. બ્રાહ્મણનું દાન લેવામાં બ્રાહ્મણને શી અડચણ હોઇ શકે ? લાખ બ્રાહ્મણોમાંના કોઇએ ના પાડી નથી; બધાએ આનંદપૂર્વક રજા લીધી છે; ફક્ત આપ જ શા માટે અડચણ કરોછો ? જો આપને આ દાન પસંદ ન હોય તો કહો એટલે હું એ બાબત મહારાણીને જણાવું."

બ્રાહ્મણે અટ્ટહાસ્ય કરી કહ્યું, "આપ શું એમ ધારોછો કે હું વધુ લેવા માટે ના પાડું છું; તમે એમ ધારતા નહિ. ખરી વાત કહું ?—આશીર્વાદ વેચવાનો મારો ધંધો નથી !"

ચંદ્રનારાયણ સ્તબ્ધ બની ગયા. મોઢામોઢ આવી વાત કહે, તેવા બ્રાહ્મણો કેટલા નીકળે ? ચંદ્રનારાયણ ક્ષણ કાળ નિસ્તબ્ધ રહી બોલ્યા, "આપની વાતોનો જવાબ આપવો એ મારે માટે અસાધ્ય છે. પરંતુ મહારાણીનો હુકમ છે કે "કોઇ પણ પ્રકારની અડચણ આવે તો મને ખબર આપવી" માટે મારી પ્રાર્થના છે કે આપ મારી સાથે આવો, મહારાણીની સાથે મેળાપ કરો.

બ્રાહ્મણ તેનો અસ્વીકાર કરતો બોલ્યો,—"મહારાણીને મળવાની મારે જરૂર નથી હું તો મહારાણી પાસે કંઈ માગવા ઇચ્છતો નથી. તો પછી મારે તેને શા માટે મળવું જોઇએ ?"

ચંદ્રનારાયણ—"જે ઇચ્છાને વશ થઇ આવે તેને ચરણરજ આપી છે, તેજ ઇચ્છાને વશ થઇ આપે તેને આશીર્વાદ આપશો,—એ મારી પ્રાર્થના છે. આપ ભલે દક્ષિણા ના લેશો, પરંતુ આપને તેમની સમક્ષ હાજર કરી શકું એટલે મારૂં કાર્ય પૂરૂં થશે."

બ્રાહ્મણે કહ્યું—"જ્યારે આપની આટલી બધી ઇચ્છા છે, ત્યારે ચાલો હું મહારાણી અને કુમાર સાહેબને આશીર્વાદ આપવા આવું.

પરંતુ મારી વિનંતિ છે કે આપ મને દાન લેવા સબબ કંઈ કહેતા નહિ. ”

મહારાણી પૂજાના ચોકમાં બેઠાં હતાં. બ્રાહ્મણોને કંઈ અડચણ ન નડે તેની તપાસ રાખતાં હતાં. કુમાર રામકૃષ્ણ તેની પાસે બેસી આવનારને માન આપતા હતા.

બ્રાહ્મણ સાથે ચંદ્રનારાયણ ત્યાં આવી પહોંચ્યા, એટલે મહારાણીએ બ્રાહ્મણને દંડવત પ્રણામ કર્યાં. કુમાર રામકૃષ્ણ બ્રાહ્મણના પગમાં પડયા મહારાણીની સામે બ્રાહ્મણનું આસન નંખાયું. ચંદ્રનારાયણે બ્રાહ્મણને ત્યાં બેસવાનું કહ્યું.

બ્રાહ્મણે કહ્યું, “ ના હું બેસીશ નહિ. આશીર્વાદ આપવા આવ્યો છું, માટે આશીર્વાદ આપી ચાલ્યો જઇશ. ”

બ્રાહ્મણ પાછો ફરવા પ્રયત્ન કરવા લાગ્યો. મહારાણીએ નવાઇપૂર્વક બ્રાહ્મણ તરફ જોયું બ્રાહ્મણનાં શરીરમાંથી એક દિવ્ય જ્યોતિ નીકળતી હતી.

ખરેખર! બ્રાહ્મણનું શરીર તેજોમય હતું સિત્તેરેક વર્ષની ઉમર હતી; છતાં યુવાન જેવો જણાતો હતો માથાપરના વાળો ધોળા થઈ ગયા હતા; પરંતુ તેથી તેનાં શરીરની શોભા વધતી હતી. ઉમરની સાથે શરીરનું લાવણ્ય નવીન રીતે વિકાસ પામતું હતું તેનાં કાન સુધી વિસ્તાર પામતી આંખોનું તેજ લગાર પણ ઓછું થયું નહોતું. શરીર પ્રચંડ, ઉન્નતલલાટ, ઘુંટણ સુધીના હાથ આ બધાં શુભ લક્ષણોથી એ બ્રાહ્મણ પરિપૂર્ણ હતો. તેના ગૌર શરીરપર જનોઇ શોભી રહી હતી. તેનાં શરીરપરનું લુગડું ભેદી તેનાં શરીરનું તેજ આજુબાજુ ફેલાતું હતું.

આશીર્વાદ આપી બ્રાહ્મણ ચાલ્યો જતો જોઈ, [illegible] બંને હાથ જોડી કહ્યું, " મહારાજ! જ્યારે કૃપા કરી પદરજ આપી છે, ત્યારે દક્ષિણા લેવામાં શો બાધ છે? "

બ્રાહ્મણ વિનયપૂર્વક બોલ્યો, " મા! મ્હેં દાન ન લેવાની પ્રતિજ્ઞા કરી છે! મારા ગુરુદેવનો ઉપદેશ છે કે બ્રાહ્મણે કોઈ પણ જાતનો લોભ રાખવો ન જોઈએ. દાન લેવાથી લોભ ઉત્પન્ન થાય છે. તો પછી હું મારા ગુરૂદેવનો ઉપદેશ ન માનું? "

મહારાણી—" ત્યારે શું મારૂં કાર્ય નાશ પામશે? હું આપને શરણે છું. "

બ્રાહ્મણ—"મા; આપ એમ શા માટે બોલો છો? હુંતો આપને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું. આપનું કાર્ય શામાટે બગડે? "

ચંદ્રનારાયણ શાસ્ત્રનાં વચનો બોલી બ્રાહ્મણને સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

" બ્રાહ્મણને દાન લેવા પ્રત્યે કંઈપણ આપત્તિ ન હોવી જોઈએ. "

બ્રાહ્મણે કહ્યું, " આપ જે કહો છો, તે હું સારી રીતે સમજ્યો છું પરંતુ મ્હેં પ્રથમથીજ કહ્યું છે કે આશીર્વાદ વેચવાનું કાર્ય મારૂં નથી. નિસ્પૃહ અને નિર્લોભી થવું એ બ્રાહ્મણનું કર્તવ્ય છે. એ શું આપ માનતા નથી? "

ચંદ્રનારાયણ વળી શાસ્ત્ર વચનો બોલવા લાગ્યા; ફરીથી બ્રાહ્મણને સમજાવવા લાગ્યા. બ્રાહ્મણે પણ તેના ખુલાસા કર્યા. બ્રાહ્મણે કહ્યું, " લોભ નાશનું કારણ છે. " તેમણે શાસ્ત્ર વાક્ય બતાવ્યું. 'लोभ नाश कारणं' यथा:—

**લોભ-પ્રમાદ-વિશ્વાસૈઃ પુરુષો નશ્યતિ ત્રિભિઃ ।**
**તસ્માલ્લોભો ન કર્તવ્યઃ પ્રમાદો નો ન વિશ્વસેત્ ॥**

વાદવિવાદ નકામો હોવાથી ચંદ્રનારાયણે કહ્યું, " આપ જે કહો છો, તે હું અસ્વીકારી શકું તેમ નથી, નિસ્પૃહી, નિર્લોભી થવું એજ બ્રાહ્મણનું કર્તવ્ય છે, તેમાં કંઈ પણ સંશય નથી. તોપણ મહારાણીનું કાર્ય નિષ્ફળ નિવડશે, તે તરફ આપે ધ્યાન આપવું જોઇએ."

મહારાણી પણ વિનયપૂર્વક બોલ્યાં, " મારૂં વ્રત પૂરૂં થાય, તેવી વ્યવસ્થા કરો. મારી તો એટલીજ વિનંતિ છે."

મહારાણીના વિનયથી વિચલિત થઇ, ગળગળા અવાજથી બ્રાહ્મણે કહ્યું, " મા ! સંસારની સાથે ભયાનક યુદ્ધ કરવાં છતાં સંસારનું બંધન તોડી શકતો નથી. આપ મને શામાટે આ નવાં બંધનથી બાંધો છો! દાન લેવું એ જબરૂં બંધન છે મા ! પૂર્વજન્મનાં હજારો બંધનની જ્વાળાથી સળગી મરૂંછું; તેમાં આ જન્મનાં બંધનો ઇચ્છાપૂર્વક શા માટે બાંધું મા ! "

" ત્યારે શો ઉપાય કરવો ! " એમ કહી મહારાણી બ્રાહ્મણનાં ચરણમાં પડી.

બ્રાહ્મણ વિચલિત થયો; તે ઉત્તેજિત કંઠે બોલ્યો, " મા, તેં આજ મારૂં વ્રત તોડાવ્યું ! તારૂં દાન હું ગ્રહણ કરૂંછું. પરંતુ એક વાત—"

બ્રાહ્મણ આગળ શું બોલશે, તે સાંભળવાને બધાં ઉત્કંઠિત થઈ રહ્યાં; મહારાણી બ્રાહ્મણના મ્હોં સામું જોઈ રહ્યાં; રામકૃષ્ણ અને ચંદ્રનારાયણ મહારાજ ભણી તાકી રહ્યા.

બ્રાહ્મણ બોલવા લાગ્યો–" એક વાત છે–આ દાનની સામગ્રીમાંનું કંઇ હું સાથે રાખીશ નહિ. એ બધું તારી પાસે રાખ મા! દેશમાં ભયંકર અશાન્તિની આગ સળગવા તૈયાર થઈ રહી છે. તે આગમાં પશુ–પક્ષી, કીટપતંગ, તૃણ ગુલ્મલતા વગેરે ભસ્મીભૂત થશે; અને તું અન્નપૂર્ણા સ્વરૂપ લઈ અન્ન વહેંચશે તે વખતે મારૂં આ દાન એક પણ માણસને બચાવી શકે તેમ હોય તો પ્રયત્ન કરજે. એ આશાથી હું મારૂં આ દાન તારી પાસે રાખવાની પ્રાર્થના કરૂં છું."

એમ કહી બ્રાહ્મણે દાનની સામગ્રીનો સ્પર્શ કરી મહારાણી આગળ મૂકી.

મહારાણી કિંકર્ત્તવ્યમૂઢ થઇ ગયાં. તે વિનયપૂર્વક બોલ્યાં, "આપ જે બંધનની શંકાથી વ્યાકૂળ થઈ ગયા છો, તે બંધનમાં મને બાંધવા ઇચ્છો છો?"

ચંદ્રનારાયણે કહ્યું, "દાનમાં આપેલું દ્રવ્ય આપનું છે. બીજાનું દ્રવ્ય રાખવું એ શું બંધન નથી?"

મહારાણી પણ તે વચનનો પડઘો પાડતાં બોલ્યાં, "બીજાનું દ્રવ્ય સાચવવું એ પણ એક જાતનું બંધન છે. આપ મને એ બંધનમાં શામાટે બાંધો છો?"

બ્રાહ્મણે તેનો કંઈ પણ જવાબ આપ્યો નહિ; તેણે કહ્યું, "મા, તારે વળી શી ચિંતા? તારાં બંધન પોતાની મેળે છૂટી જશે." એમ કહી આશીર્વાદ આપી બ્રાહ્મણ ચાલ્યો ગયો.

કુમાર રામકૃષ્ણનાં ચિત્તમાં એક નવો વિચાર ઘોળાવા લાગ્યો. તેણે સંન્યાસી પાસે સાંભળ્યું હતું–"મુક્તિ આપવી એજ બંધન મોચન છે." ભવાનીનાં મંદિરમાં રાજપુરોહિતની પાસે સાંભળ્યું હતું

કે "બલિદાન એજ બંધન-મોચન." આજે બ્રાહ્મણ પાસેથી સાંભળ્યું કે "દાન ન લેવું એ બંધન-મોચન; જનનીએ કહ્યું કે પારકું દ્રવ્ય સાચવવું એ બંધન."

રામકૃષ્ણ કંઇ પણ નક્કી કરી શક્યો નહિ.

## સપ્તમ પરિચ્છેદ

### શંકાનો ખુલાસો.

The cloud, which, intercepting the clear light,
Hangs O'er thy eyes, and blunts thy mortal sight,
I will remove"

—Addison.

પાણિનાં બિંદુની આશાથી ચાતક આકાશ તરફ જોઇ રહ્યો છે. પાણી, પાણી કરી તે બિચારો ગાંડો થઇ ગયો.

આગળ સ્વચ્છ સરોવર ભર્યું છે; પગ આગળ નિર્મળ નદી કુલ કુલ કરતી વહે જાય છે; પાસેજ અતલજલધિ વિશાળ છાતી ફેલાવી ઘુઘવી રહ્યો છે; ક્ષુદ્ર પંખીની શું આટલાં પાણીથી પણ તૃષા છીપતી નથી?

મનુષ્ય! તારી પણ એજ દશા છે! તું તો સંસાર સાગરમાં દરરોજ ડૂબકાં ખાય છે! શું તારી તૃષા મટી? વિકારના રોગી! તું જેમ જેમ પાણી પીએ છે, તેમ તેમ તૃષ્ણા વૃદ્ધિ પામે છે. આજે ધનની તૃષ્ણા, કાલે યશની તૃષ્ણા—તારી પિપાસા ક્યારે છીપશે?"

એક વખત ચાતક થઈ માગી શકે? વારિબિંદુની આશાથી એક વખત આકાશ તરફ જોઇ પોકાર કરી શકે? પાંચ વર્ષનું બાળક

આકાશ તરફ જોઇ બોલી ઉઠયું હતું કે "ક્યાં છો ભગવાન કરુણાનિધાન," તેની પિપાસા છીપી હતી! અહા! પાણીનું બિંદુ નહિ—તે તો અમૃતબિંદુ! વિકારના રોગીને તેજ ઉપયોગી છે રોગની પીડાથી, દારુણ પિપાસાથી, રાતદહાડો તરફડ કરે છે! તો પ્રભુ! એક વખત ચાતક થઈ શકતો નથી!

કુમાર રામકૃષ્ણ તો ચાતક ન થઇ શકયો! તેની પિપાસા કેવી રીતે છીપે? તેનું ચિત્ત સેંકડો ચિંતાથી, સેંકડો સંશયથી ચકડોળે ચઢયું! તે શી રીતે નિશ્ચિંત થઇ શકશે.

દારુણસંદેહ! એ સંદેહ કોણ દૂર કરે? રામકૃષ્ણ વિચારતો કે "સુખ શું? સુખ ક્યાં મળે? ઐશ્વર્ય શું સુખનું મૂળ છે? જો તેમ હોય તો પેલો બ્રાહ્મણ ઐશ્વર્યનો ત્યાગ કેમ કરે છે? મા ઐશ્વર્યનાં બંધનથી કેમ બીએ છે? ત્યારે શું ઐશ્વર્ય તજવામાંજ સુખનું મૂળ છે?"

થોડા વખત બાદ વળી વિચાર કરે—"ના—ના! તેમ કેમ હોઇ શકે! મારા પિતાએ ઐશ્વર્યનાં સુખ માટે મને અહિં રાખ્યો, તેણે કહ્યું હતું કે—"આ ઐશ્વર્યથી મારે તેમજ ગોપાલને સુખ મળવાનો સંભવ છે." મારા પિતા તો કદી ખોટું કહે નહિ. વળી જેઓને ઐશ્વર્ય નથી તેઓ સુખી નથી, તેઓ તો ઐશ્વર્ય ગ્રહણ કરવા માટે દરરોજ અમારાં બારણે ફેરા ખાય છે, આ બધું મારા પિતાજીનાં વાક્યનું સમર્થન કરે છે, સુખ ઐશ્વર્યમાં નથી એ કેમ કહી શકું! લાખો બ્રાહ્મણોમાંના એક બ્રાહ્મણે પૈસાની ઉપેક્ષા કરી ખરી; પરંતુ તેના સિવાય બીજા બધાએ તો દ્રવ્યને પરમ આદરણીય ગણી ગ્રહણ કર્યું. તો પછી કોણ કહે કે દ્રવ્ય સુખનું મૂળ નથી!

જ્યારે પેલા સંન્યાસીનાં વચનો સાંભળે, ત્યારે વિચાર થતો કે તે સંન્યાસીએ શું કહ્યું હતું. "એ બંધન તજવામાંજ સુખ હોય તો હું આ રાજ્ય પરિવારનાં બંધનમાંથી છૂટું એટલે સુખ મળશે? પરંતુ તેમ બનવું અસંભવિત છે! આવાં કપડાં, આવો પોશાક મને ક્યાં મળશે? અહીં મને જે માન મળે છે, તેવું માન તો મારા પિતાને ઘેર પણ મળતું નહોતું! આવું ઐશ્વર્ય તજી ભીખારીને વેશે જંગલમાં ભટકવાથી મને સુખ મળશે; તેમ હું ધારી શકતો નથી, ત્યારે સંન્યાસીએ મને શું કહી સમજાવ્યો?"

તરતજ વિચાર ફરતો—"ત્યારે શું રાજપુરોહિતની વાત સત્ય છે! બલિદાનથી પશુને મુક્તિ મળી કે નહિ,—તે તો હું કહી શકતો નથી; પરંતુ બલિથી અપાએલો પ્રસાદ ખાવાથી મારી જીભને તો તૃપ્તિ વળી ખરી! તે સુખી થયું કે નહિ—તેની ખબર જાણવાની શી જરૂર? હું તો સુખી થયો! ત્યારે શું પુરોહિતની વાત ખરી! ત્યારે શું બીજાને પીડા આપવી એજ સુખનું મૂળ છે." રામકૃષ્ણે નક્કી કર્યું—પરપીડન એજ સુખની ખાણ છે.

વળી વિચારની ગતિ ફરી—"પરપીડન એ સુખ છે! તે કેવી રીતે કહી શકું! બલિનાભક્ષણથી સુખ થયું ખરૂં પણ તે કેટલીવાર? એક ક્ષણ માટે! માતાનાં મંદિરમાં બેઠાં બેઠાં એ ગરીબ ઘેટાંની ચીસો સાંભળતો હતો ત્યારે હૃદય કેટલું કાંપતું હતું! હજુ પણ એ દેખાવ નજરે આવતાં પ્રાણ રડે છે. ત્યારે કેવી રીતે કહી શકું કે પરપીડન એજ સુખ છે! બલિદાન પરપીડન સિવાય બીજું શું છે!"

રામકૃષ્ણના વિચારની ગતિ હજારો માર્ગોમાં ગોથાં ખાવા લાગી.

રાજમહેલની ચારી બાજુએ વિશાળ ખાઇ હતી. તે ખાઈ જોતાં

જણાતું હતું કે જાણે એક નદી રાજમહેલને વીંટીવળી હોય નહિ. તે ખાઇને કિનારે એક આંબા નીચે બેસી કુમાર ચિંતાસાગરમાં ગોથાં ખાતો હતો. સાંજરે કુમાર અહિં આવી બેઠો હતો. અત્યારે સંધ્યાકાળ થવા આવ્યો હતો; તોપણ તેણે તે સ્થાન ન તજ્યું. સંધ્યાકાળના પવનથી ખાઇમાંનાં પાણી પર લહરિઓ પ્રસરતી હતી, કુમાર રામ કૃષ્ણનાં ચિત્તમાં પણ તે પ્રમાણે ચિંતાની લહરિઓ નાચતી હતી.

સ્થિર દૃષ્ટિથી રામકૃષ્ણ દિગ્મૂઢ બની બેઠો હતો. ખાઇનું પાણી મૃદુ પવનની લહરીથી કેવું ઉછળતું હતું કંપતું હતું, અથવા નિર્મળ ગગન પ્રાન્તે સૂર્યદેવ કેવી રીતે છુપાતા હતા, એ દૃશ્ય તરફ તેનું જરાપણ ધ્યાન નહોતું. વિચારના પ્રવાહમાં તણાતો તણાતો તે પોતાનામાં પોતે ગરક થઇ ગયો હતો. મ્હોંમાંથી એક શબ્દ પણ બહાર પડતો નહોતો. તો પણ થોડી થોડી વારે તદ્દન ધીમેથી બોલી ઉઠતો કે " દારુણ સંશય ! મારી આ શંકાનું નિવારણ નહિ થાય ! "

મહારાણી ભવાનીએ કુમારને ક્યારનો જોયો નહોતો, તેથી મહેલમાં ચારે બાજુએ તપાસવા લાગી. તપાસ કરતાં કરતાં મહારાણી અગાસીપર ચઢયાં, ચારે તરફ જોવા લાગ્યાં, એકાએક ખાઇ પાસેના ઝાડ નીચે કુમારને દિગ્મૂઢચિત્તે વિચાર કરતો જોયો, તરતજ અગાસી પરથી ઉતરી પોતેજ કુમારને બોલાવી લાવવા ચાલ્યાં.

મહારાણી ધીરે ધીરે કુમારની પાસે આવી પહોંચ્યાં. કુમાર તે વખતે તન્મય થઇ બેઠો હતો તે એક ચિત્તે વિચારમાં ગરક થઇ ગયો હતો. તેથી મહારાણી બોલાવવા આવ્યાં છે, તે બાબતનું તેને કંઇ ભાન ન રહ્યું. મહારાણી પણ ઘણીવાર સુધી કુમારની પાસે ઉભાં રહી એકી નજરે કુમાર તરફ જોઇ રહ્યાં. કુમારનો કાર્યકલાપ જોવા લાગ્યાં.

વિચાર કરતાં છતાં કુમાર કોઇપણ નિશ્ચયપર આવી શક્યો નહિ. જ્યારે કંઇપણ નિશ્ચય ન થયો, ત્યારે ચીસ પાડી બોલ્યો "ત્યારે શું નિશ્ચય નહિ થાય !"

પાસે ઉભેલાં મહારાણી બોલી ઉઠયાં—" જરૂર થશે. તું આવ મારી સાથે આવ."

સ્વર સાંભળી કુમારને લાગ્યું કે દૈવવાણી થઇ. કુમારે જોયું તો જણાયું કે સામે મહરાણી ભવાની ઉભાં છે. તેને જોતાંજ 'મા' કહી કુમાર માનપૂર્વક ઉભો થયો. મહારાણીએ કહ્યું, " આવી નકામી ચિંતા કરવાની જરૂર નથી. એ શંકાનું હમણાંજ સમાધાન થશે." એમ કહી કુમારનો હાથ પકડી મહારાણી મહેલમાં આવ્યાં.

## અષ્ટમ પરિચ્છેદ

### બંધનની ચેષ્ટા.

" વિષયો માત્રને અંકુશમાં રાખી શકે એજ પોતાને ઓળખી શકે છે."

—મહાત્મા ગાંધીજી.

સંસારની ગતિ વિચિત્ર છે ! સંસારમાં કોઈ બંધનમુક્ત થવા ઇચ્છે છે, તો કોઇ તેને બાંધી રાખવાના પ્રયત્નો કરે છે.

કુમાર રામકૃષ્ણ જેમ જેમ સંસારમાંથી દૂર રહેવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેમ તેમ સંસાર વધુ જકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

ભવાનીનાં મંદિરમાં ઉત્સવ બાદ મહારાણી ભવાનીએ કુમારને વિચારશીલ જોયો હતો, કુમારનાં મુખે બંધન મોચન સંબંધી પ્રશ્ન સાંભળ્યો હતો; ત્યારથી તે કુમારની બુદ્ધિ તરફ લક્ષ્ય રાખી રહેલ

હતાં. આજે ભાઈ પાસે તેવીજ સ્થિતિમાં ફરી જોતાં મહારાણી વધુ ચિંતાતુર થયાં. મહારાણીની મરજી હતી કે દત્તક લેવાથી તે મારા હાથમાંનો કારભાર લઈ મને જંજાળમાંથી છોડશે. પરંતુ અહિં તો ઉલટું થવા લાગ્યું ! આશાતરુ ફાલે તે પહેલાં તો તેનાં મૂળમાં કીડાએ પ્રવેશ કર્યો.

મહારાણી વિચારવા લાગ્યાં,—"શું કુમારની મતિ નહિ ફરે ? કુમારને સંસારી કેવી રીતે કરવો ? જો કુમાર વૈરાગી થશે, તો આ વિપુલ રાજ્યની શી ગતિ થશે ? મારી અવસ્થા તો આ બધી ખટપટમાંથી મુક્ત થવા જેવી છે, હજુ પણ આ બધી ખટપટ નહિ છોડું તો પછી ઇષ્ટનું ધ્યાન ક્યારે ધરીશ ? "

વિચાર કરતાં કરતાં મહારાણીને સમજાયું કે " હજુ વધુ વિલંબ કરીશ તો કુમારને સંસારમાં લાવવાનું કાર્ય વિકટ થશે. " માટે નક્કી કર્યું કે " એક વખત દયારામરાય અને ચંદ્રનારાયણની સલાહ લેઈ જોઉં ! "

બીજેજ દિવસે તે સંબંધી વાતચીત શરૂ થઇ. દયારામ અને ચંદ્રનારાયણ આવ્યા, મહારાણીએ ચંદ્રનારાયણને બધી વાત કેહી. દયારામને ચંદ્રનારાયણ વાત કરવા લાગ્યા—

ચંદ્રનારાયણે કહ્યું—" શાસ્ત્રજ્ઞાનથી અજાણ્યા બુદ્ધિવાનમાં આવા પ્રશ્નો ઉભા થયા કરે છે ગુરુની પાસે રીતસર શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યા પછી શંકા દૂર થઇ શકે. "

દયારામ—' ખરૂં છે;યોગ્ય કેળવણી વિના મનુષ્ય જીવનની દિશા નક્કી કરી શકાતી નથી. તોપણ આટલી ઉમરે તેવી કેળવણી યોગ્ય નીવડે કે નહિ, તે જોવા જેવું છે. મસ્તક પરિપક્વ ન હોય તો ગૂઢ વિષયો અર્થનો અનર્થ કરી બેસે નહિ ? "

ચંદ્રનારાયણ—"સદ્ગુરુના ઉપદેશથી મન સ્થિર થાય છે. મને લાગે છે કે કુમાર હમણાંજ દીક્ષા લે તો ગુરૂ પાસે યોગ્ય શાસ્ત્રોપદેશ સાંભળી જીવનમાર્ગ નક્કી કરી શકે."

દયારામ—"તે ઉપાય ખોટો નથી. પણ તે સાથે સંસાર પ્રતિ મન આકર્ષાય એવા ઉપાયો પણ કરવા જોઇએ. ગુરૂના ઉપદેશથી સાધારણ રીતે ચિત્ત ભગવાન તરફ દોરાય છે. તેથી સંસારની આસક્તિ આવી ન શકે એ સંભવિત છે."

ચંદ્રનારાયણ—"ત્યારે આપ કઈ યુક્તિ ગ્રહણ કરવા ધારો છો ?"

દયારામ—" કુમાર સારા ગુરૂ પાસે તત્ત્વોપદેશ લે, તેમાં મને કંઇપણ અડચણ નથી. પણ તેને સંસારનાં બંધનમાં નાખવા માટે એક બીજી વ્યવસ્થાની જરૂર છે મને લાગે છે કે આ વખતે કુમારને વિવાહ બંધનથી બાંધતાં આપણો ઉદ્દેશ સિદ્ધ થવાનો સંભવ છે. કુમાર એક તરફથી જેમ ગુરૂની પાસે કેળવાશે, તેમ બીજી તરફથી સંસારપ્રતિ આકર્ષાશે. આ વ્યવસ્થાથી બન્ને બાજુનું રક્ષણ થશે. આપનો શો વિચાર છે ?"

• ચંદ્રનારાયણ—"આપનો વિચાર સારો છે. કુમારના વિવાહ માટે મારો પણ એજ મત છે. વિવાહ થતાં કુમારનું મન સંસાર તરફ દોરાશેજ. વળી દીક્ષા લીધાથી ગુરૂના ઉપદેશથી કુમારનાં મનનો મેલ દૂર થશે."

દયારામ—"ગુરૂ બાબત પણ મારે કહેવાનું છે. આપ તો આ કુટુંબના ગુરૂ છોજ; પરંતુ મારી એવી ઇચ્છા છે કે કુમાર મહારાણી પાસેજ દીક્ષા લે. તેથી તેમને મહારાણી પ્રતિ ભક્તિ વધશે અને મહારાણીના હુકમ મુજબ ચાલવાનો તેઓ પ્રયત્ન કરશે. આપ ગુરૂના ગુરૂરૂપે કુમારને ઉપદેશ આપશો; કુમાર ભક્તિપૂર્વક આપનો ઉપદેશ

ગ્રહણ કરી અનાયાસે મંતવ્યમાર્ગ નક્કી કરી શકશે."

ચંદ્રનારાયણ ઉત્સાહપૂર્વક બોલ્યા; "આપ ઠીક કહો છો, મારી પણ એજ ઇચ્છા છે. એથી કુમારની માતૃભક્તિ વધશે; કુમાર માતાના હુકમ મુજબ કામ કરશે. આ પ્રસ્તાવને હું સંપૂર્ણ રીતે અનુમોદન આપું છું."

મહારાણી ભવાની જરા વિરૂદ્ધ પડયાં. પરંતુ ચંદ્રનારાયણ તેને સમજાવવા લાગ્યા, "આ સંબંધમાં જુદાં પડવાની જરૂર નથી. માતૃદેવી પાસે મંત્ર લેવાથી અમે જરા પણ દિલગીર થશું નહિ. રાજ્યનું ઐશ્વર્ય જેથી રક્ષાય, તેમ કરવું એજ અમારો અભિપ્રાય છે. જો કુમાર મહારાણી પાસેથી મંત્ર લેશે, તો તે મહારાણીના આદેશ મુજબ ચાલશે, મને આશા છે કે આ યુક્તિથી બધી બાજુ એ વ્યવસ્થા જળવાશે."

ચંદ્રનારાયણે મહારાણીને આ બાબતમાં સંમત થવાને જણાવ્યું. મહારાણી તેનું વચન ઠેલી શકયાં નહિ.

છેવટે નક્કી થયું કે "કુમારનો વિવાહ હમણાંજ કરી નાખવો, કુમારને વિવાહ બંધનમાં નાખી તેના વિચારની ગતિ ફેરવવી, મહારાણી ભવાની પાસે કુમારે મંત્ર દીક્ષા લેવી, ચંદ્રનારાયણ અને તેના પુત્ર રૂદ્રનારાયણે કુમારની કેળવણી આપવી. કુમાર એકાન્તમાં વિચાર ન કરી શકે તે માટે તેને સહચરથી વીંટળાએલા રાખવા. આમ કરવાથી કુમારની બધી ચિંતા જતી રહી; તેઓ સંસારમાં પ્રીતિ રાખતા થશે." જે પ્રમાણે નક્કી કરવામાં આવ્યું, તે પ્રમાણે કરવામાં કંઇપણ બાકી રખાયું નહિ.

**ખંડ બીજો સમાપ્ત.**



# રાજા રામકૃષ્ણ.

## તૃતીય ખણ્ડ.

" यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥

—श्रीमद्भगवद्गीता.

" હે અર્જુન ! જે પુરૂષ ઇન્દ્રિયોને મનવડે નિયમમાં રાખી કર્મેન્દ્રિયોથી કર્મયોગ આરંભે છે, તે લલુતા વગરનો શ્રેષ્ટ છે."



ॐ तत्सत् परमात्मने नमः

# ખંડ ૩ જો.

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥

—श्रीमद् भगवद्गीता ।

હે અર્જુન ! જે પુરૂષ મનનાં બળવડે ઇન્દ્રિયોના સમૂહને વશ કરી આસક્તિનો ત્યાગ કરી, નિષ્કામભાવે કર્મેન્દ્રિય સમૂહદ્વારા કર્મરૂપી યોગનું અનુષ્ઠાન કરે છે, તેજ શ્રેષ્ઠ છે.



## પ્રથમ પરિચ્છેદ

### સંતાપ

Ingratitude! Thou marble-hearted fiend!
—Shakespeare.

" નૃશંસ ! નરપિશાચ !—વિશ્વાસઘાતક ! "

એમ કહી મીરજાફર શય્યાપર બેઠો થઈ ગયો. તેની આંખો-માંથી અગ્નિની કણીઓ નીકળવા લાગી. તે ઉત્તેજીત અવાજે બોલ્યો—" મહારાજ ! હજુ પણ આપની ભ્રાંતિ દૂર ન થઇ ! "

પ્લાસીનાં યુદ્ધ પછી સાત વરસ ચાલ્યાં ગયાં છે. બક્સરની લડાઇમાં મીરકાસમની ક્ષીણ આશાનું અવસાન થતાં નવાબ મીરજાફરને ફરીથી બંગાળાના સિંહાસનપર બેસાડવામાં આવ્યો છે. પરંતુ ઇસ્ટ ઇંડિઆ કંપનીના અમલદારો પૈસા માટે આ વખતે પણ તેને હેરાન કરે છે. આથી બંગાળાની નવાબી તેને માટે અત્યારે કંટકમય થઇ પડી છે. દુશ્ચિન્તાથી—અનુશોચનાથી, તીવ્ર સંતાપથી તે અત્યારે પથારીવશ થઇ પડયો છે.

ઇ. સ. ૧૭૬૫ ના જાનેવારી માસમાં જ્યારે મીરજાફર દારૂણ પીડાથી કાતર થઇ ગયો હતો,—ત્યારે તે પોતાના જમણા હાથ જેવા ગણાતા મહારાજ નંદકુમારને પાસે બોલાવી રાજ્ય બાબત વાતચીત કરતો હતો તે જેમ જેમ જુની વાતો સંભાળતો જતો હતો, તેમ તેમ ઉત્તેજિત થતો જતો હતો.

એ ઉત્તેજનાને વશ થઇ નવાબ પથારીપર બેઠો થઇ ઘાંટો પાડી કહ્યો, " નૃશંસ !—નરપિશાચ !—વિશ્વાસઘાતક ! "

મહારાજ નંદકુમારે ધીરે ધીરે કહ્યું, "આપ નકામો સંતાપ કરોછો. સંતાપથી મિજાજ ગુમાવવો એ અત્યારે યોગ્ય નથી. આપણે આપણાં કર્મફળ ભોગવીએ છીએ બીજા પ્રતિ દોષારોપ કરવાથી શો ફાયદો ? દોષ આપણાં નસીબનો !"

મીરજાફર લાંબો નિ:સાસો નાખી કહેવા લાગ્યો, "મ્હેં તેનાપર ઘણો વિશ્વાસ રાખ્યો હતો ! તે આટલો બધો વિશ્વાસઘાત કરશે, એ મ્હેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું ! આ પ્રમાણે ધાર્યું હોત તો હું કદીપણ સિરાજનું સત્યાનાશ વાળવા ઉભો ન થાત ?"

નન્દકુમાર-"એ બધી જૂની વાતો શા માટે સંભાળો છો ? જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે ચિંતા તજી દો જેથી શરીર સુધરે તે તરફ ધ્યાન આપો."

મીરજાફર ગળગળો થઇ બોલ્યો, "મહારાજ ! મારે દુ:ખ આવી પડયું છે-બહુજ યંત્રણા થાય છે ! મને જીવતા રહેવાની ઇચ્છા નથી ! સિરાજે જ્યારે મારા પગ આગળ પાઘડી રાખી આત્મસમર્પણ કર્યું, ત્યારે તેને મ્હેં અભય આપી કહ્યું હતું કે "સિરાજ ! તારે કંઇ પણ ચિંતા રાખવાની નથી; છેવટે કુરાન ઉપાડી, ધર્મને સાક્ષી રાખી પરસ્પર મિત્રતાનાં બંધનથી બંધાવાની પ્રતિજ્ઞા લીધી હતી; ત્યારની વાત યાદ આવતાં છાતી ફાટી જાય છે ?-અહા ! સિરાજે મારો સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો હતો ! પરંતુ તે વિશ્વાસ મ્હેં કેવી રીતે જાળવ્યો !"

મીરજાફરથી આગળ બોલી શકાયું નહિ. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. નંદકુમાર સાન્ત્વના આપતો બોલ્યો, "જે ઉદ્દેશથી તમે સિરાજને પદભ્રષ્ટ કરવા તૈયાર થયા હતા, તે ઉદ્દેશ મુજબ તમે કંઇ ખોટું કર્યું નથી. સિરાજ ક્રૂર હતો, ઘાતકી હતો, સિંહાસનપર બેસવાને

અયોગ્ય હતો તેવા સ્વભાવનો માણુસ જો આજસુધી બંગાળાની ગાદીપર હોત તો આજ સુધીમાં બંગાળાનું નખોદ વળી ગયું હોત.”

મીરજાફર—“બંગાળાની અવનતિમાં હવે શું બાકી રહ્યું છે મહારાજ! સિરાજ સિંહાસનપર રહ્યો હોત તો કદાચ બંગાળાની આવી દશા ન થાત! અત્યારે ઇસ્ટ ઇંડિઆ કંપનીના કેટલાક અમલદારો બંગાળાપર કેવા જુલમો ગુજારે છે તે આપનાથી અજાણ્યું નથી? તો પછી એવી વાત કેમ કહોછો?”

નંદકુમાર—“કેટલાક અમલદારોએ ભયંકર જુલમ ગુજાર્યા છે એ ખરૂં; પરંતુ આ અત્યાચાર કંઇ કાયમ ચાલવાનો નથી. આપનું શરીર સાજું નથી, આ વખતે આપ જો ચિંતા કરશો તો શરીર કેટલા દિવસ ટકશે? આપ જલદી સાજા થાઓ; આપનો પ્રતાપ ચાલુ રહે, તે માટે ખાસ પ્રયત્નો કરવા પડશે.”

મીરજાફર—“હવે પ્રયત્નો કરવા! દિવસો તો પૂરા થવા આવ્યા—હવે પ્રયત્ન શું કામના! અગાઉ કંઇ કર્યું હોત તો થાત ખરૂં; પરંતુ હવે વખત નથી. કલાઇવનાં વાક્યથી જો ન લોભાયો હોત, પ્રતિજ્ઞા ભંગરૂપી મહાપાપમાં જો ન લેપાયો હોત, પ્લાસીનાં રણક્ષેત્રપર સિરાજ સાથે જો વિશ્વાસઘાતકતા ન કરી હોત, તો કદાચ કંઇક થાત ખરૂં. તેમ થયું હોત તો હાલ હું નવાબીનું જે કલંક ભોગવી રહ્યો છું, તે કલંક મારે ભોગવવું ન પડત. હું સિરાજ નવાબ છતાં ખરો નવાબ બની સત્તા ચલાવી શકત. પરંતુ હાય! મ્હેં તે વખત લોભમાં પડી હાથે ચડેલું રત્ન ગુમાવ્યું.”

મીરજાફરે નિશ્વાસ મૂકયો તેના મનમાં કેટલીય સ્મૃતિ ઉભરાવા લાગી. નવાબીની મોહમાયા, લાલચનું મૃગજળ, આકાશમાંનો ચંદ્ર

હાથમાં લેવાની ઇચ્છા, કુરાન ઉપાડી લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ, એ બધું તેનાં નાનકડાં મગજમાં ઉભરાવા લાગ્યું, એ બધાં પાપનું ભોગવાતું ફળ તેની દષ્ટિપથપર નજરે ચઢવા લાગ્યું. મીરજાફર બોલી ઉઠયો– "મારી દુર્દશાનું મૂળ એજ છે! તેનાં વચનોથી લુબ્ધ થઇ મ્હેં બધું ગુમાવ્યું! સિરાજનાં મ્હોં સામું જોયું નહિ! સ્વજાતિ પ્રતિ નજર કરી નહિ. પ્રતિજ્ઞાભંગ પ્રતિનજર નાખી નહિ. શિકારીની વાંસળીથી મુગ્ધ થઇ મૃગ જાળમાં ફસાય છે, તેમ હું કલાઇવનાં વચનથી મોહ્યો તે વખતે સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું કે આનું પરિણામ આવું આવશે!"

મહારાજ નંદકુમાર પહેલેથીજ કલાઇવપર ખિજા હતા. તેથી મીરજાફર વારંવાર કલાઇવપર ગાળો વરસાવતો હતો, તે સાંભળી જરા દીલગીર થયા. તેણે મીરજાફરનાં વચનોનો પ્રતિવાદ કરી કહ્યું, " આપ કહો છો તે ઠીક છે; પરંતુ ખરી રીતે તો મને કલાઇવમાં કંઇ દોષ જણાતો નથી. આપના સંબંધમાં કલાઇવે જે કંઇ વચન આપ્યું હતું તે શું પાળ્યું નથી! તેણે કહ્યું હતું કે સિરાજના હાથમાંથી સિંહાસન લઇ તમને સોંપીશ. તે વચન તેમણે પાળ્યું નહોતું? ત્યારે પછી કલાઇવનો શો દોષ?"

મીરજાફર ગર્જના કરી ઉઠયો,—" કલાઇવનો શો દોષ! આપ શું જાણતા નથી કે કલાઇવનો શો દોષ છે? નિર્દોષ અમીચંદે કલાઇવિની પ્રેરણાથી કેવાં સાહાસ્ત કાર્યો કર્યાં હતાં! પરંતુ તેનું પરિણામ શું આવ્યું? કલાઇવે તરકટી લખત તૈયાર કરી તેને છેતર્યો! અને તે તરકટથી જ તે બિચારો ગાંડો થઈ મરણ પામ્યો."

નંદકુમાર—" અમીચંદની વકિલાત કરવી આપને ન શોભે. અમીચંદે જે જે કાર્યો કર્યાં હતાં તેનું ફળ તેને મળવું જ જોઇએ.

હું જ્યારે હુગલીનો ફોજદાર હતો, ત્યારે અમીચંદેજ મને નવાબ વિરૂદ્ધ ઉશ્કેર્યો હતો. હું અંગ્રેજોને હાંકી કાઢવા વલંદા સાથે ન ભળ્યો. તે કેવળ અમીચંદની પ્રેરણાથીજ અમીચંદ સ્વદેશદ્રોહી હતો. તેનાં પાપનું તેને બરાબર ફળ મળ્યું છે."

મીરજાફર મનમાં મનમાં હસ્યો. તેણે વિચાર્યું–"જો એમજ હોય તો નંદકુમાર; તમારાને મારા નસીબમાં શું લખેલું હશે તે વિચારી જોયું છે કે ?" તેણે નંદકુમારને કહ્યું, "ગમે તેમ કહો પણ ઇસ્ટ ઇંડિઆ કંપનીના અમલદારો ભારે સ્વાર્થી છે, તેમાં કંઇ શંકા નથી. તેને તો પૈસા સિવાય કશું જોઇતુંજ નથી."

નંદકુમાર—"તે સ્વાભાવિક છે. ઇસ્ટ ઇંડિઆ કંપની કંઇ આ દેશમાં દાન–સદાવ્રત દેવા આવી નથી. તેઓ વેપારી છે સાત સમુદ્રને તેર નદી ઓળંગી પૈસા માટેજ તેઓ આ દેશમાં આવ્યા છે. માટે પૈસો મેળવવા માટેના પ્રયત્નમાં હું દોષ જોઈ શકતો નથી."

મીરજાફર નવાઇ પામી બોલ્યો, "આપને હજુ પણ ઇસ્ટ ઇંડિઆ કંપનીના અમલદારોમાં આટલો વિશ્વાસ છે, તે જોઈ મને બહુ નવાઈ લાગે છે. આપ શું જાણતા નથી કે ઇસ્ટ ઇંડિઆ કંપનીના ગવર્નર વાન્સિટાર્ટે આપ પ્રતિ કેવું આચરણ કર્યું છે? મ્હેં કેટલા પ્રયત્નો કરી આપને સહકારી નવાબનાં પદપર ચાલુ રાખ્યા છે, તે કેવળ હુંજ જાણુંછું. વાન્સિટાર્ટની જરા પણ ઇચ્છા નથી જે નવાબનાં કુટુંબ સાથે આપનો લગાર પણ સંબંધ હોય. મ્હેં આજે આપને ઘણી બાબતોમાં સલાહ લેવા બોલાવ્યા છે મને ખાત્રી થઈ છેકે મારી જિંદગી પૂર્ણ થવા આવી છે. બંગાળાની ગાદી સંબંધમાં હું આપની સલાહ લેવા માગુંછું. મારાં મરણબાદ મારા નાના પુત્ર

મુબારકને ગાદીપતિ ઠરાવવાની મારી ઇચ્છા છે, પરંતુ વાન્સિટાર્ટ આપને મારાં કુટુંબ સાથે સંબંધ રાખવા દેશે એમ મને લાગતું નથી.”

નંદકુમાર આશ્વાસન આપી બોલ્યો, “તે સંબંધમાં આપ જરાપણ ચિંતા કરતા નહિ. એક ખાત્રીપૂર્વક ખબર મળી છે કે વાન્સિટાર્ટ વિલાયત જવાનો છે; અને કલાઇવ પાછો આવે છે. કલાઇવ આવશે એટલે નક્કી માનજો કે મારી ક્ષમતા કોઇપણ ઓછી કરી શકશે નહિ. નવાબમાં કુટુંબ સાથેનો સંબંધ તૂટતાં તેણેજ મને આશ્રય આપ્યો હતો. તેના મુન્સી અને દિવાનની પદવી મેળવી, તેનીજ કૃપાથી મ્હેં હુગલી અને હિજલી વગેરેનું દિવાનીપદ મેળવ્યું હતું. ત્યાર પછી સહકારી નવાબની પદવી કેવી રીતે મળી તેતો આપ જાણો છો. જ્યારે કલાઇવ આવે છે, તો પછી મારૂ કામ ફતેહ!”

મીરજાફર—“વળી કલાઇવ આવે છે! તેણે એક વખત આવી બંગાળાનું સિંહાસન ઉથલાવી નાખ્યું, કોણ જાણે શું કરવા માટે તેનાં પનોતાં પગલાં થાય છે, તે આવે છે, તે સાંભળતાં મને તો મરણમાં પણ શાન્તિ નહિ થાય.”

નંદકુમાર—“આપ કલાઇવપર બધો દોષ નાખો છો, પરંતુ આપના પાસેથી નવાબી લઇ મીરકાસમને આપતી વેળા કલાઇવ ક્યાં હતો? પ્લાસીનાં યુદ્ધબાદ આપને ગાદીપતિ ઠરાવી તે વિલાયત ચાલ્યો ગયો. ત્યાર પછી એકાદ વરસે આપ પદભ્રષ્ટ થયા. પરંતુ ત્યારે તો આ વાન્સિટાર્ટ હતો. વાન્સિટાર્ટેજ આપને પદભ્રષ્ટ કર્યા હતા; તેણેજ આપને ફરીથી નવાબ બનાવ્યા છે. આપની આ સ્થિતિ પરિવર્તનમાં કલાઇવનો શો દોષ?”

મીરજાફર—“ધૂળ રાખ! વારૂ, જવા દો એ વાત, હવે શી

વ્યવસ્થા કરીએ તો ઠીક, મારાં કર્મનાં ફળ તો હું બરાબર ભોગવુંછું."

મીરજાફરની આંખોમાં આંસૂ ભરાયાં, મીરજાફર પશ્ચાત્તાપ કરતો બોલ્યો,"પદભ્રષ્ટ અને પદપ્રાપ્તિની વાત શા માટે કહો છો! હું આ પથારીવશ થઇ દારુણ યંત્રણા ભોગવી રહ્યોછું, તે મારાં પાપનું ફળ નહિ તો બીજું શું? મહારાજ! કોઢ શું સહજમાં નિકળે છે! વિશ્વાસઘાત એ મહાપાપ છે. હું મહાપાપી છું, તેથીજ આ મહારોગથી મરવા પડયો છું."

નંદકુમારે તેમને અટકાવી કહ્યું, "આપ નકામો પસ્તાવો શા માટે કરોછો? આપની ઉમ્મર ચમોત્તેર વર્ષની થઇ છે. આટલી ઉમરે સ્વાભાવિક રીતે પીડા થાયજ. તે માટે પસ્તાવો કરવાની શી જરૂર!"

મીરજાફર—"મહારાજ! પસ્તાવો શા માટે કરૂંછું? મારા વ્હાલો પુત્ર મીરાન વજ્રાઘાતથી મૂઓ; તે શું પાપનું ફળ નહિ? હું જે યંત્રણા ભોગવુંછું, તે શું આપ જાણતા નથી! હું સળગી રહ્યોછું, મરણ એજ મારે માટે સારૂંછું. તોપણ મરણ પછી શી સજા થશે, તેનો વિચાર મારા ચિત્તને મુંઝવે છે આપ એવો ઉપાય બતાવી શકશો કે મરણપછી સજા ન થાય?"

નંદકુમાર બીજી વાતે વળગ્યો-" આપનાં મરણપછી મુબારકને ગાદી મળે એ વ્યવસ્થા અત્યારથી કરી રાખવી એ ઠીક છે."

મીરજાફર—" તે બાબતમાં જે બનવાનું છે, તે હું દિવ્ય ચક્ષુએ જોઇ રહ્યોછું. કદાચ મુબારક નામધારી નવાબ બનશે; પરંતુ મારી પછી નવાબી પૂરી થશે. કેવળ નવાબીજ નહિ, પણ હિંદમાંથી મોગલ સામ્રાજ્યનું છેવટ આવશે. મ્હેં પહેલાં કહ્યુંજ છે કે મારા મરણબાદ આપના દહાડા પણ ભરાઇ ચૂક્યા સમજજો. મારો અંતરાત્મા આ

વાત પોકારી પોકારીને કહે છે. મારી માફક આપ પણ એવી અનેક બાબતોમાં જોડાએલા છોકે છેવટે તે માટે આપને પણ મારી માફક પસ્તાવું પડશે."

મીરજાફરનાં વાક્યની ગતિ વળી ફરી. તે રોગના દુઃખથી અસ્થિર થઈ બોલ્યો, "મહારાજ, આ દુઃખ સહન થતું નથી.શાંતિ વળે તેવો કંઇ ઉપાય છે? મ્હેં સાંભળ્યું છેકે આપનાં દેવદેવી જાગ્રત છે. મારૂં દુઃખ દૂર કરવા માટે કોઇપણ દેવ–દેવીની કૃપા મેળવાય ખરી?"

નંદકુમારઃ–"હિંદુઓનાં દેવદેવીમાં આપને વિશ્વાસ છે ખરો? અમારા દેવતા ખરેખર જાગ્રત છે, આપ મુસલમાન છો છતાં જો અમારાં દેવદેવીમાં વિશ્વાસ રાખશો તો જરૂર શાન્તિ મળશે.

મીરજાફરઃ–"આપ જેમ કહો તેમ કરવાને તૈયાર છું."

નંદકુમારઃ–'આપ ભક્તિપૂર્વક દેવી કિરીટેશ્વરીનું ચરણામૃત પીશો તો માતાજી જરૂર શાન્તિ આપશે." મીરજાફરની વ્યાકૂળતા વધી તે વ્યગ્રતાપૂર્વક બોલ્યો," ત્યારે શું આપ ચરણામૃત લાવી આપશો? હું નક્કી જાણુંછું કે વધુ દિવસ જિંદગી લંબાવાની તો નથીજ, પરંતુ બાકી રહેલ દિવસો શાંતિથી ગુજારવા માટે આપ દેવીનું ચરણામૃત જલદી આણી આપો."

નંદકુમાર—"આપને જ્યારે વિશ્વાસ છે, ત્યારે હું આવતી કાલેજ પૂજા પછી દેવીનું ચરણામૃત આણી આપીશ. તે ચરણામૃત પીજો, માથે ચડાવજો, એટલે બધી પીડા જતી રહેશે."

એ વાતોનો નિર્ણય થયો. મુબારક–ઉદ્–દૌલાને ગાદીએ બેસાડવાનો પ્રયત્ન કરવો. અને મીરજાફરની પીડા શાંત કરવા દેવીનું ચરણામૃત આણી આપવું.

---

## દ્વિતીય પરિચ્છેદ

### શાન્તિ ક્યાં છે?

Can’st thou not minister to a mind diseas’d;
Pluck from the memory a rooted sorrow;
Raze out the written troubles of the brain,
And, with some sweet oblivious antidote,
Cleanse the stuff’d bosom of that perilous stuff,
Which weighs upon the heart.”

—Shakspear.

મીરજાફરની સાથે વાતચીત કરી નંદકુમાર બહાર આવ્યો. તરતજ નિયામતખાં સામે આવી ઉભો; તે માનપૂર્વક નમી બોલ્યો, “ આપને ખોળવા ઘેર જઇ આવ્યો આપે કહ્યું છેકે નાટોરની તકરાર ચૂકવી આપીશ. ખજુરા ગામથી રઘુનંદન લાહિડીનાં કુટુંબીઓ આવેલ છે. તેની સાથે આટગ્રામના હલધર મિત્ર વગેરે પણ આવી પહોંચ્યાં છે.

નંદકુમારે જોયું કે આતો બેઉ બાજુથી સંકટ આવી પડ્યું. એક તરફ નિયામતખાં વિનંતિ કરે છે, અને બીજી તરફ નવાબનું મન ડામાડોળ સ્થિતિમાં છે. આ વખતે નવાબને કંઇપણ કહેવું યોગ્ય નથી; છતાં ન જાઉં તોપણ ચાલે તેમ નથી. ઘણા દિવસથી આ બાબતનો નિકાલ થયો નથી, પરંતુ કોઇ પણ જાતનો નિવેડો આવ્યો નથી.

નિયામતખાં બોલ્યો—“ નવાબને મ્હેં કહી રાખ્યું છે. તે આજે-

આ બાબત સાંભળશે. વખતસર આપ પણ મળી ગયાછો માટે આજે વખત ગુમાવવો યોગ્ય નથી.

નિયામતખાં મીરજાફરનો બનેવી થતો હતો. નવાબનાં કુટુંબમાં તેની આબરૂ ઠીક હતી. તે જ્યારે વિનંતિ કરે ત્યારે નંદકુમાર ના પાડી શકે? તોપણ નંદકુમારે કહ્યું, "હું હમણાંજ નવાબ પાસેથી આવ્યો, તેનું ચિત્ત ખરાબ સ્થિતિમાં છે. મારી માનસિક સ્થિતિ પણ સારી નથી, આજે આ તકરાર મુલતવી રાખીએ તો કેમ?"

નિયામતખાં "મુલતવી રાખવાની જરૂર નથી, નવાબનાં મનની અવસ્થા સારી થાય તેવી આશા નથી, મને ઇચ્છા છેકે આજેજ નિવેડો આણવો."

નંદકુમારને નવાબ પાસે જવા માટે નિયામતખાં વિનંતિ કરવા લાગ્યો; તેણે કહ્યું, "આપ જેમ કરશો તેમ થશે, આપનાથી વિરુદ્ધ કોણ થાય તેમ છે?"

નંદકુમાર "આજે નવાબનો મિજાજ સારો નથી."

નિયામત હો હો કરી હસવા લાગ્યો, તે બોલ્યો, "નવાબ! નવાબ વળી કોણ! આપજ નવાબ છો. એક વખત ચાલો તો ખરા! જોઉં તો ખરો કે નવાબ આપની વાત કેવી રીતે માનતા નથી!"

નંદકુમારને જવું પડયું. તેણે વિચાર્યું કે, "ખાં સાહેબનું કહેવું ખોટું નથી. હું જે કરૂં તેમાં આડચ નાખનાર કોણ છે?"

નિયામતખાં અને નંદકુમાર બંનેએ નવાબને મળવાનું કહેણ મોકલ્યું.

નંદકુમારને રજા આપી, પથારીપર બેસી નવાબ ભૂત ભવિષ્યની વાતો સંભાળતો હતો ઉંચે નજર કરી વારંવાર ભગવાનને બોલાવતો

હતો. કોઈ વખતે અતિશય દીલગીર થઇ મનમાં બબડતો હતો, "હાય! શું કરવા જતાં શું થઇ ગયું? મને આવી દુર્બુદ્ધિ કેમ થઇ? મ્હેં તેનાપર વિશ્વાસ શા માટે રાખ્યો! મ્હેં મારી સ્વજાતિની છાતીમાં તીક્ષ્ણ છરી કેમ મારી!" વિચારતાં વિચારતાં બોલી ઉઠતો હતો કે "ભગવાન! શું મારાં પાપનું પ્રાયશ્ચિત નથી?"

એ વખતે નંદકુમાર અને નિયામતખાં આવવાના સમાચાર લઈ નોકર આવી પહોંચ્યો. સલામ કરી સામે ઉભો રહી તેણે નિવેદન કર્યું કે "જહાંપનાહની સાથે મેળાપ કરવા મહારાજ નંદકુમાર અને ખાંસાહેબ બહાર રાહ જૂએ છે."

મીરજાફર મનમાં બડબડયો-"વળી શા માટે? જરાક શાંતિ વળી હતી ત્યાં વળી વિઘ્ન આવ્યું! નિયામતખાં શા માટે આવેછે?" આવવાની રજા આપી.

નંદકુમાર અને નિયામતખાં આવ્યા એટલે નવાબે પથારીમાં બેઠાં બેઠાં આવકાર આપ્યો, મીઠા અવાજે આહ્વાન કરી કહ્યું, "આવો મહારાજ, આવો ખાં સાહેબ! શું કંઈ નવીન છે?"

નંદકુમાર માનપૂર્વક બોલ્યો, "નવીન ન હોય તો હજુર! આપને તસ્દી આપવા શા માટે આવીએ!"

મીરજાફર—"શું બોલ્યા મહારાજ! આપ આવો, એતો મારે માટે આશીર્વાદ રૂપ છે. આ માંદગીના વખતે આપને મળતાં મારૂં દુઃખ ઓછું થાય છે."

નંદકુમાર—"આપ અમને ચાહો છો; અમે પણ તેથીજ હઠ કરવા આવીએ છીએ. જો રજા આપો તો ખાંસાહેબ અને હું શા માટે આવ્યા છીએ તે જણાવું."

મીરજાફર—" મારી પાસે બોલતાં આપ આટલો બધો સંકોચ કેમ રાખો છો ? જે કહેવું હોય તે ખુશીથી કહો."

નંદકુમાર—" આપના જેવા મહાન પુરુષ આગળ કોઈ પણ બાબત કહેવાને જરા પણ સંકોચ થતો નથી. પરંતુ આજે આપનું શરીર સારૂં નથી, તેથી— "

મીરજાફર તેને અટકાવી બોલ્યો, " સંકોચ રાખવાનું કંઇ કારણ નથી. વળી પાછું ફરવું પડયું તેનું શું કારણ છે મહારાજ ! "

ગમે તે કારણથી હો પણ બધી વાત પોતે ન કહેતાં નિયામતખાંને કહેવાની નંદકુમારે વિનંતિ કરી. નિયામતખાં કહેવા લાગ્યો. પરંતુ કહેતાં કહેતાં તેની જીભ અચકાવા લાગી. " તે બોલવા લાગ્યો, " મહારાણી ભવાનીએ પોતાની બધી દોલત પોતાના જમાઇ રઘુનંદનને દાનમાં આપી છે. પરંતુ રઘુનંદનના વારસો તે દોલત હજુ સુધી કબજે કરી શક્યા નથી. તેથી તેઓ આપની પાસે ન્યાય માગે છે." નિયામતખાં જે વાત ન કહી શકયો તે નંદકુમારે કહી. છેવટે નવાબને સમજાવવા તેણે કહ્યું," આજ લગભગ પાંચ વરસ થયાં આ બાબતનું કામ ચાલે છે. પરંતુ અત્યારસુધી કંઈ થયું નથી. હાલમાં ખજુરા ગામથી રઘુનંદનનાં કુટુંબીઓ અત્રે આવી પહોંચ્યાં છે. આટગ્રામનો એક આબરૂદાર માણસ આ બાબતમાં સાક્ષી આપવા આવેલ છે ! જો હજુરનો હુકમ હોય તો તેઓને હાજર કરૂં ! "

નવાબે ધીરથી કહ્યું, " આજે કામ બંધ રાખીએ તો નહિ બને ? "

નંદકુમાર—" મારી પણ એજ ઇચ્છા છે પરંતુ ખાંસાહેબને બહુ ઉતાવળ છે. ખાંસાહેબ કહે છે કે પાંચ વરસથી આ સંબંધમાં

કામ ચાલે છે; આ વખતે પણ ફરિઆદી છ માસ થયાં મુર્શિદાબાદ આવ્યાં છે. ન્યાયપૂર્વક કામ પતતાં બધા વિવાદનો અંત આવશે. હજુરને મોઢે ન્યાય આપવાનો છે, હજુરનું વચનજ શું ન્યાયરૂપ નથી ? આ બાબતમાં કંઇ વધુ તકરાર પણ નથી, મહારાણી ભવાનીને પૂછાવતાં પણ આ દાવાના ન્યાયપણાં વિષે વાંધો ઉઠાવી શકશે નહિ ! ”

મીરજાફર—“ વારૂ, બધું ખરૂં છે ! બધી વ'ત ન્યાયપૂર્વક છે ! પરંતુ મહારાજ ! મહારાણીની કન્યા હાલમાં ક્યાં છે તે કહી શકશો ? આજ સાત વરસ થયાં રઘુનંદનનું મરણ થયું છે. મ્હેં સાંભળ્યુ છે કે ત્યારથી મહારાણીની કન્યા તારાસુંદરી મહારાણીની સાથે જ રહે છે. આ સ્થિતિમાં આપ કોની સંપત્તિ કોને આપવા વિનંતિ કરો છો ? ”

નંદકુમાર—“વિનંતિ તો કંઈ નથી હજુર વિનંતિ એટલીજ કે હજુર જૂએ કે પોતાની સંપત્તિ રઘુનંદનને આપવાની મહારાણીએ કબૂલાત આપી હતી કે નહિ ? જો તેઓએ કબૂલાત આપી હોય તો ફરિયાદિનો એ મિલકતપર હક્ક છે કે નહિ ? ”

મીરજાફર—“ખરૂં હોય કે ખોટું, પણ આપ જ્યારે કહો છો, ત્યારે બધું હું માની લઉંછું. પરંતુ હું જાણુંછું કે મહારાણી ભવાની બારે ધર્મીષ્ટ છે. તે કદી પણ અધર્માચરણ કરે, તે કદી બીજાંની મિલકત દબાવી પાડે, અથવા કોઇનું અનિષ્ટ કરે એવો વિશ્વાસ મને જરાપણ નથી. ”

નંદકુમાર—“હું પણ તેમ ધારતો નથી. પરંતુ જે બન્યું છે તે હજુરને કહ્યું. ખાંસાહેબ આ બાબતમાં વધુ સાબીતિઓ આપવા

તૈયાર છે. તેની પ્રાર્થનાથીજ હું આપની પાસે આવ્યો છું."

નિયામતખાં—"હા-હા-સાબીતિઓ પુષ્કળ છે?"

મીરજાફર—"વારૂ, ખાંસાહેબ, આપ જરા થોભો.હું મહારાજને એક વાત પૂછું, મહારાજ જો ખરો જવાબ આપશે તો હું અત્યારેજ ન્યાય આપીશ."

એમ કહી મીરજાફરે નંદકુમાર પ્રતિતીક્ષ્ણ દ્રષ્ટિ નાખી ગંભીરભાવે પૂછ્યું, "મહારાજ! કહો જોઇએ, આ બાબતમાં આપનો અંતરાત્મા શું કહે છે? આપ આપના મનને પૂછી જૂઓ, અને પછી જવાબ આપો. મારો પ્રશ્ન છે કે મહારાણી ભવાની આ બાબતમાં દોષી છે કે નિર્દોષ? કહો આપનો અંતરાત્મા શો જવાબ આપે છે?"

મહારાજ નંદકુમાર જવાબ આપી શકયા નહિ. તેઓ શું જવાબ આપે? તેણે વિચાર્યું કે 'મહારાણી નિર્દોષ,' એ જવાબ આપું? વળી વિચાર્યું કે "હું શું જાણું, જે સાંભળ્યું છે તે કહું છું એમ કહું." પરંતુ કે કંઈ બોલી શક્યા નહિ. મીરજાફરનો પ્રશ્ન સાંભળી તે નીચે મ્હોંએ ઉભા રહ્યા.

નંદકુમારને મુંગે મ્હોડે ઉભેલા જોઈ નવાબે કહ્યું. "કેમ મહારાજ! ચૂપ કેમ રહ્યા? કહો, આપ જે કહેશો તે માનીશ."

નંદકુમાર બોલી શકયો નહિ. મીરજાફરે વળી કહ્યું, "મહારાજ, આ જીવનમાં મ્હેં ઘણાં પાપ કર્યાં છે, પરંતુ હવે કરવા ઇચ્છતો નથી! જે કર્યું છે, તેની યંત્રણાથી પ્રાણ વ્યાકૂળ થઇ રહ્યો છે. તે પર વળી જો એ પુણ્યમયી મહારાણી ભવાની પ્રતિ કંઇ પણ જુલમ ગુજારવાને તૈયાર થાઉં, તો નરકમાં પણ મને સ્થાન નહિ મળે. મ્હેં જે સાંભળ્યું છે, મ્હેં જે જોયું છે, તે પરથી મને લાગે છે કે મહારાણી

સ્વર્ગનાં દેવી છે. મહારાણી અતુલ ઐશ્વર્યનાં અધિકારિણી છતાં બ્રહ્મચારિણી છે; મહારાણી રાજરાજેશ્વરી છતાં પરોપકારી છે! મહારાણી ભવાનીની તુલના આ સંસારમાં કોની સાથે થઈ શકે તેમ છે? મહારાજ, પારકાની સેવામાંજ જેને શાંતિ મળે, પરહિતમાંજ જેને સુખ મળતું હોય તે શું માનવી કહેવાય? કદી નહિ. હું મુસલમાન છતાં તેના ચરણમાં કોટિ પ્રણામ કરૂંછું.”

નંદકુમારથી ના પાડી શકાઇ નહિ. મીરજાફર બોલવા લાગ્યો, “મહારાણી નિર્દોષ તો છેજ; ઉપરાંત ગુણવાન છે. તે જેવી સદ્‌ગુણી છે, તેવીજ બુદ્ધિશાળી છે એક તરફ તે દયાધર્મ, પરસેવાવ્રતમાં એકી છે, બીજી તરફથી બુદ્ધિમાં પણ અદ્વિતીય છે. મહારાજ! યાદ છે કે જ્યારે શેઠનાં મકાનમાં સિરાજને પદભ્રષ્ટ કરવા અમે એકઠા થયા હતા, તે દિવસ મહારાણી ભવાની શું બોલ્યાં હતાં? મહારાણી સ્ત્રી છતાં તેણે જે ભવિષ્ય જોયું હતું, તે અમે સેંકડો પુરૂષ પુંગવની સલાહ છતાં જોઈ શકયા નહોતા. ત્યારે મહારાણીએ જે કહ્યું હતું, તે બધું ખરૂં પડયું છે. તેમના જેવી બુદ્ધિની કણી પણ આપણામાં હોત તો કેવું સારૂં!”

મીરજાફરનાં મુખમાંથી જેમ જેમ વાકયની લહરિ છૂટવા લાગી, તેમ તેમ નંદકુમારનું હૃદય પૂર્વસ્મૃતિથી ચીરાવા લાગ્યું. આ પહેલાં એકાદ બે વાર તેણે પણ મહારાણી પ્રતિ ખરાબ વર્ત્તન ચલાવ્યું હતું, અત્યારે તે બધી વાત યાદ આવવા લાગી. નવાબ અલીવર્દીખાનના વખતમાં મહારાણી ભવાનીને પદભ્રષ્ટ કરવાની ચેષ્ટા થઇ હતી, તેમાં તે પણ સામેલ હતો. ત્યાર બાદ ઈ. સ. ૧૭૬૦ માં મહારાણી ભવાનીને પદભ્રષ્ટ કરવાનો તેણે બીજો પ્રયત્ન કર્યો હતો; તે માટે

તેને પસ્તાવો થવા લાગ્યો. રામકાન્તનો હરિફ દેવીપ્રસાદનો પુત્ર ગૌરીપ્રસાદ એક વખતે પિતાનું રાજ્ય મેળવવા મથ્યો હતો; અને મહારાજ નંદકુમારે તેને ઉશ્કેર્યો હતો. છેવટે આજ વળી નંદકુમાર મહારાણી ભવાનીના સ્વર્ગવાસી જમાઇ રઘુનંદનનાં કુટુંબીઓનો પક્ષ લઈ મહારાણી વિરૂદ્ધ ખડો થયો હતો. વારંવાર એ પવિત્ર પુણ્યશ્લોક મહારાણી વિરૂદ્ધ ઉભા થતાં તેને શરમ આવવા લાગી.

શેઠનાં મકાનમાંની સભામાં ભવાનીએ ઉચ્ચારેલાં ભવિષ્યની વાત યાદ લાવી નંદકુમારે કહ્યું; આપે જે કહ્યું, તે લગારે ખોટું નથી. ખરેખર! મહારાણીએ જે કહ્યું હતું તે અક્ષરે અક્ષર ખરૂં પડયું છે. હાય! જો તે વખતેજ આપણે મહારાણીનું કહ્યું માન્યું હોત! ”

મીરજાફરનાં વાકયોથી નંદકુમારની બુદ્ધિ ઠેકાણે આવી. નંદકુમાર મનમાં દીલગીર થવા લાગ્યો, પરંતુ તે પશ્ચાત્તાપ કાયમી કે ક્ષણસ્થાયી હતો તે અમે કહી શકતા નથી. મનુષ્ય જ્યારે ઉચ્ચ પદવીએ ચઢે છે. મનુષ્ય જ્યારે ઐશ્વર્ય મદથી મસ્ત બને છે, ત્યારે કૃતકર્મોનો પસ્તાવો થાય તો પણ તે કાયમીરૂપ લેતો નથી. અમે જાણતા નથી કે નંદકુમારની મતિ ક્ષણ પછી ફરી ગઇ હતી કે નહિ? ત્યારથી જ તેનું અંતઃકરણ ઝળ્યા કરતું કે નહિ? ”

ગમે તેમ હો પણ નવાબની વાતનો પ્રતિવાદ નંદકુમાર કરી શકયો નહિ; પરંતુ નવાબના વિચારને તેણે અનુમોદન આપ્યું; તે બોલ્યો, “ આપે જે નીવેડો આણ્યો છે, તે બરાબર છે આપની વાત સાંભળી મારો મત પણ ફર્યો છે. મને પણ લાગે છે કે મહારાણી નિર્દોષ છે. ”

નિયામતખાં કંઇપણ બોલી શકયો નહિ. તે જે ઝાડને આશ્રયે

રહ્યો હતો, તે ઝાડજ તૂટી પડ્યું, તો પછી તે બિચારો શું કરે.

મીરજાફરે ન્યાય આપી દીધો. રઘુનંદનનાં કુટુંબની હાર થઇ. આ સંબંધમાં મહારાણી ભવાનીનો કંઇપણ દોષ નથી, તે નક્કી થયું. નિયામતખાંએ જે કામમાં નંદકુમારનો આશ્રય લીધો હતો, તે કાર્ય સંપૂર્ણ વિફળ ગયું.

છેવટે નંદકુમાર અને નિયામતખાં રજા લેવા તૈયાર થયા. મીરજાફરે ઇસારાથી નંદકુમારને રોકયો, નિયામતખાંનું તે તરફ ધ્યાન પણ ખેંચાયું નહિ. મીરજાફરના ન્યાયથી, નંદકુમારનાં અનુમોદનથી રોષે ભરાએલો નિયામતખાં દીલગીર ચેહેરે રવાના થઇ ગયો.

નિયામતખાં ગયા બાદ નંદકુમાર રજા લેવા ઉઠયો, મીરજાફરે કીરીટેશ્વરી દેવીનાં ચરણામૃતની વાત યાદ દેવરાવી કહ્યું, મહારાજ! દેવીનાં ચરણામૃત માટે હું વાટ જોઇ રહ્યો છું. આપ જ્યાંસુધી ચરણામૃત નહિ મોકલો, ત્યાસુધી હું પાણી નહિ પીઉં આ વાત નક્કી યાદ રાખજો."

નંદકુમાર—"કાલે બપોરે માતાજીની પૂજા થયા બાદ હું ચરણામૃત લાવીશ. આપનુ શરીર સાજું નથી; માટે ત્યાંસુધી પાણી નહિ પીઓ તો બહુ પીડા થશે."

મીરજાફર—"પીડા શી મહારાજ! રાતદહાડો જે પીડા ભોગવી રહ્યો છું, તે પીડામાં થોડા કલાક પાણી નહિ પીવાથી કંઇ વધારો થશે નહિ. કાલની વાત કેમ કહો છો? હું આજથીજ વાટ જોતો રહીશ; આજે પણ પાણી નહિ પીઉં—કાલે પણ નહિ પીઉં,—જ્યાં સુધી ચરણામૃત નહિ પીઉં, ત્યાં સુધી પાણી નહિ લઉં."

નંદકુમારે બે ત્રણ વખત સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ

મીરજાફરે માન્યું નહિ. તે વારંવાર કહેવા લાગ્યો. "મહારાજ! આ જીવન પૂરૂં થવાને હવે વધુ વાર નથી. હજુ પણ જો માની છાયામાં રહી તેના કૃપાકટાક્ષ મેળવી શકું, અને મારાં પ્રાયશ્ચિત કરી શકું તોપણ ઘણું છે."

નંદકુમાર હાર્યો "તેમજ થશે. માતાજીની પૂજા પછી જેમ બને તેમ જલદી ચરણામૃત લાવીશ. તે માટે લગારે ચિંતા કરતા નહિ." એમ કહી નંદકુમાર ચાલ્યો ગયો. જતી વખતે તેને વિચાર થયો કે "મુસલમાન છતાં દેવીપ્રતિ નવાબની આટલી બધી ભક્તિ! આટલો બધો વિશ્વાસ! હિંદુ છતાં આપણે આટલો વિશ્વાસ બતાવી શકીએ છીએ!"

નંદકુમાર આમ વિચારતો વિચારતો ચાલ્યો ગયો. મીરજાફરે મનમાં વિચાર કર્યો, "માકિરીટેશ્વરી શું મારી પ્રાર્થના પૂર્ણ નહિ કરે!" નવાબના મને તે વાતનો જવાબ આપ્યો. તે પોતાની મેળે બોલી ઉઠયો. "મારી મા અવશ્ય આ પીડા દૂર કરશે. માનું ચરણામૃત મારી બધી પીડા દૂર કરશે."

પરંતુ આ તન્મયભાવ ક્યાં સૂધી રહે! મીરજાફરની ચારે પાસે પાપ મોહજાળ બિછાવી રહ્યું હતું. દેવી પ્રતિ મીરજાફરનો ભક્તિભાવ જોઇ, તે લગાર હસ્યું; તે કહેવા લાગ્યું–"મૂઢ! તારો આ ભાવ ક્યાં સૂધી રહેશે?"



## તૃતીય પરિચ્છેદ.

### મોહ-જાળ

"જે દિકે જખન ચાય, ફુલ વરષિયા જાય,
મોહકરે પ્રેમ-મધુ ઢાલિયા રે."

—ભારતચંદ્ર.

(ભાવાર્થ—જે દિશામાં જ્યારે જૂએ છે, ત્યારે ફુલનો વરસાદ વરસે છે, અને તે પ્રેમરૂપી મધુ ઢાળી મોહ ઉત્પન્ન કરે છે.)

નંદકુમાર ચાલ્યો ગયો, મીરજાફરના ઓરડામાં અકસ્માત્ વિદ્યુતનો પ્રકાશ ફેલાઇ ગયો.

આ શું! આતો વિજળીનો ચમકારો નથી! આ તો અચંચલ સ્થિર-સૌદામિની છે.

મીરજાફર ઇષ્ટિની ચિંતા ભૂલી ગયો, તે બેબાકળો થઇ આજુબાજુ જોવા લાગ્યો—તેના ઘરમાં એક દિવ્ય જ્યોતિ પ્રકટી રહી હતી મીરજાફર જોવા લાગ્યો—જાણે ઉજાસથી ઓરડો પ્રકાશિત થઇ ગયો છે, દર્પણે દર્પણમાં એ પ્રકાશનું પરાવર્તન થાય છે બત્તીઓ અને દિવાલપર એ પ્રકાશ ફેલાઇ રહે છે. સુધા-ધવલિત ઓરડાની દિવાલ ઉપર ઉજ્વળતાનું સુંદર ચિત્ર પ્રતિબિમ્બિત થયું છે! મીરજાફરના પલંગ પર મખમલ મઢેલ ગાદલું અને ઓશિકું હતું.—તે બંને ઉજ્વળતાથી ચમકવા લાગ્યાં આરસપહાણની છત અને ભોંય તળિયું ઉજ્વળતાથી બમણાં પ્રકાશિત થઇ ગયાં.

મીરજાફર અવાક્ થઈ ગયો ક્ષણબાદ તેની ચમક ઓછી થઇ, મીરજાફર એકી નજરે પેલી જ્યોતિર્મયી મૂર્તિ ભણી જોઈ રહ્યો. તે

મૂર્તિ ધીરે ધીરે મીરજાફરની પથારી ભણી આવવા લાગી. પથારી પાસે આવી વીણાને લજાવે એવા સ્વરે કહેવા લાગી–" જનાબ ! જનાબ! કૃપા કરીને આટલું સરબત પી જાઓ. શરીર ઠંડું થશે ! "

મીરજાફર શું સ્વપ્ન જોતો હતો ? ના–ના ! તે તો સ્વપ્ન નથી. મીરજાફર વ્યાકુળતાથી બોલ્યો–" મણિ મણિ ! મને શું એક ક્ષણપણ સંભાળતી નથી ? "

મણિનાં મુખપર સહેજ હાસ્યની રેખા જણાઇ. પરંતુ કુશળતા-પૂર્વક એ હાસ્યરેખા છુપાવી વીણાના ઝંકાર જેવા સ્વરે બોલી, " નાથ ! આપનાં ચરણની સેવા કરવા માટે આ દાસી સર્વદા વ્યસ્ત છે. પરંતુ આપ સંસારનાં સેંકડો કામોમાં રોકાએલા રહો છો;–આપનાં ચરણની સેવા કરવાનો સમય મને ક્યાંથી મળે ! " મણિનો સ્વર સાંભળી મીરજાફરનું હૃદય ગળી ગયું. મીરજાફર આગળ કંઈ બોલી શક્યો નહિ.

આવી ઘટના દરરોજ બનતી. મણિની ગેરહાજરીમાં મીરજાફર તેના સંબંધમાં કેટલીએ અપ્રિય ચિંતા કરતો હતો; પરંતુ મણિ આવતી એટલે બધા વિચારો ભૂલી જતો. આજ પણ તેમજ થયું. આજ લગભગ આઠ–દશ દિવસ થયાં મણિ તેની પાસે આવી નહોતી. મીરજાફર મણિ પર બહુ ગુસ્સે થયો હતો. અભિમાનને વશ થઇ તેણે મણિને બોલાવી પણ નહોતી; પરંતુ મણિ આવે એટલે બે ચાર વચનો કહી સંભળાવવાનું ધાર્યું હતું. પરંતુ મણિનાં મુખ મંડળમાં કોણ જાણે કેવું જાદુ ભર્યું હતું કે તેનું મુખ જોતાંજ મીરજાફરનું માથું ફરી ગયું, તેનું અભિમાન કોણ જાણે ક્યાં જતું રહ્યું.

મણિનાં કટાક્ષ બાણથી મોટા મોટા બળવાન પુરુષો પણ મોહી

ગયા હતા. તોપથી મરવા પડેલા વૃદ્ધ મીરજાફરનું શું ગજું ? મણિનાં રૂપે, ઉમરે અને પહેરવેશે કેટલાએ માણસોને ગાંડા બનાવી મૂક્યા હતા. તો પછી મીરજાફર તે કોણ માત્ર ! મણિના સેંકડો દોષ જોતાં છતાં મીરજાફર તેને કંઈ કહી શકતો નહિ. આજે પણ કહી શકશે નહિ ! કહેવા જેટલી શક્તિ પણ કોની હોય ?

મણિ યૌવનમાં મસ્ત હતી. ભાદરવા માસની ભરી નદીની માફક તેનાં શરીર પર રૂપની લહરિઓ છૂટતી હતી. ગાલોપર ગુલાબની કાન્તિ ફુટી નીકળી હતી. આંખોમાં વીજળી ચમકતી હતી. ભ્રમરો વિજળીની પાસેનાં કાળાં વાદળાંની માફક શોભતી હતી. સુંદર ભરતકામથી શોભતો મસ્લિનનો નરમ પોશાક મણિનાં શરીરને ઢાંકતો હતો, એ સુંદર વસ્ત્રો ભેદી સુંદરીનાં રૂપનો ફુવારો છૂટતો હતો. મણિનો બુરખો અર્ધો ખસી ગયો હતો; તે બુરખામાં વેણીબદ્ધ કેશરાશી કાળા સર્પની માફક પગ સુધી પ્રસરતા હતા. સુંદરીએ રેશમની સાડી ઓઢી હતી, શરીરપર નવાઈ જેવું બુટ્ટાદાર અંગરખું પહેર્યું હતું તેની ચંપા જેવી આંગળીઓ પર હીરાની વીંટીઓ શોભતી હતી. એક મોતીની માળા મણિનાં ગળાંમાં હંમેશને માટે ઝોલાં ખાતી હતી. કેડ પર સોનાનો કંદોરો ઝુલી રહ્યો હતો. હાથમાં હીરાની બંગડીઓ ચકચકતી હતી; માથાપર વાળની લટો સુંદર અત્તરોથી બહેકતી હતી; મણિની ઇચ્છા થતી તે મુજબ તે પહેરવેશ પહેરતી હતી. હિંદુ, મુસલમાન અને ખ્રિસ્તી એ ત્રણે જાતની સ્ત્રીઓના પોશાકમાંથી જે સારૂં હતું તે તેણે પોતાના પોશાકમાં ભેળી દીધું હતું. કોઈને પણ આંજી નાખવો હોય, ત્યારે મણિના પોશાકનો બહાર કેટલોએ ખિલી નીકળતો જ્યારે મીરજાફર પાસે તે આવતી; ત્યારે

પોશાક અલૌકિક બની જતો.

મણિ રૂપમાં ઉમ્મરમાં અને વેશ વિન્યાસમાં એકી હતી. તે ઉપરાંત તીક્ષ્ણ બુદ્ધિશાળી પણ હતી. વળી નાના કારણોથી નવાબનાં કુટુંબમાં તેનો પ્રતાપ અતુલનીય હતો. મણિ જ્યારે પ્રથમ મીરજાફરની નજરે પડી, તે દિવસથી મુર્શિદાબાદમાં મણિનું પ્રભુત્વ જામ્યું હતું, ત્યારથીજ લોકોમાં તેનું પૂર્વ વૃત્તાંત ભૂલી જવાનું ચાલ્યું. પહેલાં મણિ નાચનારીનો ધંધો કરતી, પહેલાં મણિ દેશવિદેશમાં મજરા કરતી ફરતી તે બધી વાત અત્યારે કોઇ બોલી શકતું નહોતું.

મણિ અત્યારે મણિ બેગમ બની બેઠી હતી. મણિબેગમ મીરજાફરની વ્હાલી બેગમ બની છે. સિંકન્દ્રા પાસેનાં બાલકુંડા ગામમાં મણિનો જન્મ થયો હતો. દિલ્હીમાં મણિ નાચનારીને ધંધો કરી ગુજરાન ચલાવતી. એક વખત તે મુર્શિદાબાદમાં મજરો કરવા આવી, મીરજાફરની નજરે પડી. આ વાતને અત્યારે સોળ વર્ષ વીતી ગયાં હતાં. નવાબ અલ્લીવર્દીખાન તે વખતે નવાબ હતો. મીરજાફરની પેહેલી સ્ત્રી—નવાબ અલ્લીવર્દીખાનની બહેન સા—બાનુમ તે વખતે જીવતી હતી. આથી મણિબેગમ અને મીરજાફર વચ્ચે છૂપી રીતે પ્રેમ પ્રવાહ ચાલવા લાગ્યો. છેવટે મીરજાફર જ્યારે બંગાળાની ગાદીપર બેઠો. ત્યારથી થોડા રોજ બાદ મણિબેગમ પટ્ટરાણી થઈ બેઠી. મીરજાફરને બબ્બુ બેગમ નામની એક બીજી બેગમ હતી, તે અણમાનીતી થઇ. આ પ્રમાણે મણિ અત્યારે મણિબેગમ બની બેઠી છે; તેના પ્રભાવથી નવાબનો મહેલ કંપે છે. મણિ બેગમને બે પુત્રો હતા, નાજિમ—ઉદ્દૌલા અને સૈફ—ઉદ્દૌલા. બબ્બુ બેગમને એક પુત્ર હતો; તેનું નામ—મુબારક—. ઉદ્દૌલા

મહારાજ નંદકુમાર સાથે જે વાતચીત થઇ હતી. તેમાં આ મુબારકને આદીપતિ ઠરાવવાનું નક્કી થયું હતું. નાજિમ-ઉદ્દૌલા, સેફ-ઉદ્દૌલા અને મુબારક-ઉદ્દૌલા આ ત્રણેમાં નાજિમ-ઉદ્દૌલા મોટો હતો. અમે જે સમયની વાત કરીએ છીએ, તે વખતે તેની ઉમર અઢાર વરસની હતી. સૈફ-ઉદ્દૌલાની પંદર વર્ષની અને મુબારક-ઉદ્દૌલાની સાત વર્ષની હતી.

પરંતુ એ વાત જવાદો ! જ્યારે મણિબેગમ ડોલતી ડોલતી લોભાવતી નજરે મૃદુમંદ સ્વરે કહેવા લાગી કે " જનાબ ! કૃપા કરીને લગાર શરબત પીઓ; શરીર થંડુ થશે; ત્યારે મીરજાફરના હાથમાં જાણે સ્વર્ગ આવ્યું; તેની વહાલી સ્ત્રી મણિ આવી આમ વિનંતિ કરે;ત્યારે પછી શરબત ન પીવાની ઇચ્છા હોય છતાં મીરજાફર અડચણ નાખી શકે કે ? મણિબેગમે મીરજાફરનાં મ્હોં આગળ શરબત ધર્યું; મીરજાફર શરબત પી ગયો.

" આ શું ? શરબત પીતાંજ શરીર બળી ઉઠયું કેમ ? દેવીનાં ચરણામૃત પીધા પહેલાં કંઇ પણ ન પીવાની પ્રતિજ્ઞા લીધી હતી છતાં શરબત પીધું, તેથી તો આમ નહિ થયું હોય ! "

પરંતુ મણિને કષ્ટ થાય, માટે મીરજાફર પોતાની પીડા દબાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. બુદ્ધિશાળી મણિ આ બધું સમજી ગઈ; તે ધીમે ધીમે મીરજાફરને પવન ઢોળવા લાગી. મણિ બેગમ પોતે પવન ઢોળે મીરજાફરે આમ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. આથી તે પીડા થતી હતી છતાં, આનંદમાં ગરક થઇ ગયો. તે મણિને પવન ઢોળતી અટકાવવા બોલ્યો, " મણિ ! તું શા માટે પવન ઢોળે છે ? હાથ દુઃખશે. "

મણિબેગમ મૃદુસ્વરે બોલી–" આપને પવન ઢોળું, એવું મારૂં સૌભાગ્ય કયાંથી ? આપ શાંત થઓ; એટલે મારી મહેનત સફળ થશે. "

મીરજાફર–" મણિ ? મને જરા પણ શાન્તિ વળી હતી, પરંતુ વળી શરીર બળી જવા લાગ્યું છે. મણિ ? અંતઃકરણમાં આગ સળગી છે. "

મણિ—" આપને શી પીડા જણાય છે ? આ દાસી શું કોઇ પ્રકારે પીડા ઓછી કરી શકે તેમ નથી ? "

મીરજાફર–" આ પીડા તું કેવી રીતે દૂર કરશે ! જેમ જેમ પૂર્વસ્મૃતિ મનમાં જાગ્રત થાય છે, તેમ તેમ પશ્ચાતાપનો અગ્નિ સળગ્યા કરે છે. આ અગ્નિ કયારે હોલાશે, તે હું જાણતો નથી. "

મણિ–"આપે તો કંઇ પણ ખોટું કામ કર્યું નથી ! ખોટાં કામને તમે આશ્રય પણ આપ્યો નથી. હું તો આપને સારાં કામજ કરતા જોઉં છું. "

મીરજાફર–" આખી જિંદગીમાં મ્હેં સારાં કૃત્ય કર્યાંજ નથી. મ્હે કદીપણ ધર્મને આશ્રય આપ્યો હોય, એવું મને સાંભળતું નથી. "

મણિ–" કેમ ગઇ કાલનાં સારાં કામના સમાચાર સર્વત્ર ફેલાઈ ગયા છો ! "

મીરજાફર–" કાલ ? સારૂં કામ ? "

મીરજાફરને યાદ ન આવ્યું; મણિબેગમે તેને સંભારી આપ્યું, " મહારાણી ભવાની વિરૂદ્ધ જે તરકટ થયું હતું, તેનો આપે ન્યાય આપ્યો છે. આપના ન્યાયથી પ્રજા ખુશ થઇ છે.

મીરજાફરનાં મુખ પર આનંદની રેખા ફેલાઇ મીરજાફર આનંદ

વ્યંજક સ્વરે બોલ્યો, " હેં-હેં-તને આ ખબર કોણે કહી ? "

મણિ-"આ દાસી આપનાં બધાં કાર્યના સમાચાર યાદ રાખે છે. કોઇ પણ બાબતમાં આપની ભૂલ થાય, તેને માટે આપને સ્મરણ કરાવવા માટે હું બધી વાતો યાદ રાખું છું."

મીરજાફર-" મણિ ! તું ખરેખર મારી હિતેચ્છુ છે. કહેતો ખરી! મારી કંઈ પણ ભૂલ જણાઇ છે કે ? "

મણિ-" આપની ભૂલ ! તે તો કંઇ જણાતી નથી ! "

મણિબેગમ કંઇક વિચાર કરવા લાગી, ક્ષણકાળ પછી તેણે કહ્યું: " ના-એમ તો કંઈ યાદ આવતું નથી ! તોપણ-"

" તોપણ " કહી મણિબેગમ મૂગી રહી. મીરજાફરની કુતુહલતા વધી ગઇ. તે પૂછવા લાગ્યો, " મણિ ! શું કહે છે ! મારી પાસે શા માટે સંકોચ રાખે છે ? જો કંઇ પણ ભૂલ થઈ હોય, તો હું સુધારૂં. "

મણિ—" ના, એવું કંઈ નથી, તે એક જુની વાત છે. તે અત્યારે જવા દો; આપ સાજા થાઓ; ત્યારે એ વાત કહીશ. "

મીરજાફર—"વખત ક્યારે આવશે મણિ ! જે કહેવું હોય, તે કહી દે, અત્યારે પણ વખત છે. હું કર્તવ્યપાલનમાં પાછો પડીશ નહિ."

મીરજાફર આગ્રહ કરવા લાગ્યો. મણિબેગમ પણ તે આગ્રહવશ થઈ કહેવા લાગી. " તે વાતમાં કંઈ માલ નથી. તે વાતનું પાલન કરવામાં કંઇ દોષ હોય એવું પણ મને લાગતું નથી. તો પણ નિષ્કલંકચંદ્રની માફક આપની યશઃ જ્યોતિઃ ચારે બાજુ પ્રસરે,-એવી મારી ઇચ્છા છે; તે માટેજ હું આ વાત કહેવાનું સાહસ કરૂંછું. આપને યાદ હશે કે આપે કલાઇવને 'તુરચાજમ' ઇનામમાં દેવાનું વચન આપ્યું

હતું ? તે માટે આપે એક દાનપત્ર પણ લખી રાખ્યું છે. પરંતુ તે દાનપત્રપર આજસુધી આપે સહી કરી નથી. તે દાનપત્રપર સહી કરવામાં આપને કંઈ અડચણ છે ? ”

મીરજાફર કંપી ઉઠયો. વળી તે કલાઇવનું નામ ! કલાઇવે મારાપર જાદુ કર્યું હતું. તેણે શું મણિપર પણ જાદુ કર્યું છે ! તેને આ વિશાળ સંપત્તિ આપવા માટે મણિ બેગમ શા માટે આગ્રહ કરે છે ? કલાઇવની, હેસ્ટિંગ્સની સાથે મણિ બેગમને મેળવવામાં મ્હેં સારૂં કામ કર્યું નથી ! મારાં કાર્યના ઉદ્ધાર માટે મણિ બેગમદ્વારા તેઓની મ્હેં સહાયતા મેળવી હતી, એ ખરૂં; પરંતુ ત્યાર પછી તેઓએ જે વ્યવહાર ચલાવ્યો છે, તે તો મણિ જાણે છે ! તોપણ આ આગ્રહ શા માટે ? આનું રહસ્ય તો સમજાતું નથી ! પરંતુ કરવું કેમ ? ”

મીરજાફર વિચારવા લાગ્યો, “ મણિ બેગમના આ પ્રસ્તાવનો જવાબ શો આપવો ! ”

મીરજાફરને ચુપ જોઇ મણિ બેગમ બોલી, “ આપ પ્રતિજ્ઞાથી બંધાએલા છો. વળી ધર્મભ્રષ્ટ થાઓ, એ માટે આટલું કહું છું. કલાઇવ મારો સગો થતો નથી. કલાઇવને નહિ આપો, તો એ સંપત્તિ આપણા ઘરમાં રહેશે; નવાબી મળતાં આપનો પુત્ર એ મિલકતનો ધણી થશે. આમ છતાં હું યાદ દેવરાવું છું, તેનું કારણ એટલુંજ કે તેથી આપનો ધર્મ રહેશે. પરલોકનાં હિત માટે આટલું કહું છું. જો આપની ઇચ્છા હોય તો આપ કલાઇવને નામે દાનપત્ર લખી આપો. ઇચ્છા ન હોય તો પણ કંઇ નુકસાન નથી ! ”

મીરજાફર વિચારવા લાગ્યો, “ ખરેખર ! આ બાબતમાં મણિનો

સ્વાર્થ કંઇ નથી. મણિ બેગમ જે કહે છે, તે મારા હિત માટેનું છે મણિ નિઃસ્વાર્થી છે."

મીરજાફરે કહ્યું, "મણિ! ત્હેં ખરૂં કહ્યું છે! કલાઇવે મને ગમે તે કર્યું હોય, પણ હું તો વચનથી બંધાયો છું.!" એમ કહી મીરજાફરે તે દાનપત્ર જોવા માગ્યું; "ક્યાં, તે દાનપત્ર? મને લાવી આપ; હું સહી કરૂં છું."

મણિ બેગમે તે ઓરડામાંજ દાનપત્ર લાવી રાખ્યું હતું. તરતજ તેણે તે મીરજાફર સામે ધર્યું. મીરજાફરથી હા, ના, થઇ શકી નહિ. સહી કરવી પડી. તે દાનપત્ર અને દાનમાં આપેલ સંપત્તિ મણિબેગમની જવાબદારીમાં રહી. કલાઇવ કલકત્તા આવે એટલે મણિ બેગમે તે બધું કલાઇવને આપવું એ નક્કી થયું.

એ દાનપત્રમાં લખેલી સંપત્તિનું નામ 'નૂરચાજમ્' એટલે આંખોનો પ્રકાશ હતું, મીરજાફર એક તેજુરીને આંખોનો પ્રકાશ કહેતો હતો. એ તેજુરીમાં પાંચલાખ રૂપીઆ રોકડા હતા; તે સિવાય મહોર, ઝવેરાત વગેરેથી તે પરિપૂર્ણ હતી. મણિબેગમે એ તેજુરી પાછળથી કલાઇવને આપી હતી. એ તેજુરી મળતાં ઇ. સ. ૧૭૭૦ ના એપ્રિલની ૬ ઠ્ઠીએ કલાઇવએ એક ટ્રસ્ટ કર્યું. જે યુરોપીયન અમલદારો અથવા સૈનિકો ભારતવર્ષમાં અંગ્રેજી રાજ્ય સ્થાપતાં મરણ પામે અથવા ગુજરાન ચલાવવા અયોગ્ય નીવડે તેઓને સહાયતા આપવા માટે એ ભંડારની સ્થાપના કરી. મરણ પામેલની વિધવા અથવા નાનાં બાળકોને એમાંથી સહાય મળે એવી વ્યવસ્થા થઇ. રાજ્યનાં કાર્યમાં જોડાએલામાંનું કોઇ ભિખારી બની જાય તો તેને પણ સહાયતા આપવાનું ઠરાવ્યું. જ્યારે કલાઇવે એ ભંડારની સ્થા-

પના કરી. ત્યારે એ ભંડારની વાર્ષિક ચાલીસ હજાર પૌંડ અત્યારના હિસાબે લગભગ છ લાખ રૂપીઆ થઇ હતી.

કલાઇવનાં નામનાં દાનપત્રપર સહી કરાવ્યા પછી મણિ બેગમે કહ્યું, " જહાંપના ! આપનું હૃદય કેટલું ઉચ્ચ છે—કેટલું ઉદાર છે, તે આ દાનપત્રવડે જગત્ જોશે મિત્રપ્રતિ તો બધા ઉદારતા રાખે ! પરંતુ શત્રુપ્રતિ આવી ઉદારતા કોણ બતાવી શક્યું છે ? "

મીરજાફર મનમાં બોલ્યો, " મણિ, આ ઉદારતા મ્હેં કલાઇવ પ્રતિ બતાવી છે ? તારાં આ અમૃતમય મ્હોં સામું જોઇ કલાઇવની બધી શત્રુતા ભૂલી ગયો છું. " આ વાત જોરથી કહી શક્યો નહિ તે કંઇ પણ બોલે તે પહેલાં મણિબેગમ તેનાં નામનો જયધ્વનિ કરી બોલી, " પ્રાણેશ્વર ! આ એક દસ્તાવેજ આપના યશને પૃથ્વીપર ફેલાવશે. એમ કહી તે મીરજાફરનાં કપાળપર પોતાનો કોમળ હાથ મૂકી, પ્રેમ વિહ્વલાની પેઠે તીરકશ જોતી જોતી કહેવા લાગી, " પ્રાણેશ્વર ! આપ આટલા ઉદાર છો, આટલા મહાન્ છો તે દાસી અત્યાર સુધી જાણતી નહોતી. દાસીએ ડગલે ડગલે આપના અપરાધ કર્યા છે. હું અબળા છું, આપ મને ક્ષમા કરો. "

મીરજાફર ચમક્યો, આજે આ બધું તેને સમસ્યા જેવું લાગતું હતું. મણિ બેગમની આજીજીથી તે ચમક્યો, તે પૂછવા લાગ્યો. " મણિ ! મ્હેં તને કદી પણ ખરાબ વચન કહ્યું નથી ! તોપણ આમ કેમ બોલે છે ? "

મણિબેગમ ગળગળી થઇ બોલવા લાગી, " પ્રાણેશ્વર ! હું મંદભાગિની છું, તેથી મને સંદેહ થાય છે કે હવે બાકી રહેલ જીવનમાં મારાં નસીબમાં કોણ જાણે કેટલુંએ દુઃખ લખ્યું હશે ! હું

આપની અતિ પ્યારી–બહુ લાડકી મણિબેગમ હતી ! ”

મણિબેગમે ઓઢણીના છેડાથી મ્હોં ઢાંક્યું. મીરજાફરે ધાર્યું કે મારા મરણ પછી શું થશે એ ચિંતાથી મણિ વ્યાકૂલ થઇ છે. મીરજાફર સાન્ત્વના આપતો બોલવા લાગ્યો, “ મણિ ! શા માટે રડે છે ! હું બધી વ્યવસ્થા કરી જઇશ,–મારાં મરણ પછી પણ તારૂં ગૌરવ કાયમ રહેશે. તું જરા પણ ચિંતા ન રાખ. ”

મીરજાફરે પોતાના હાથવડે તેનાં મ્હોં આગળથી વસ્ત્ર ખસેડી નાખ્યું. મણિ બેગમ રડતી રડતી બોલી–“ મને શી આશા છે ! શો ભરોસો છે ! હું આપની વ્હાલી બેગમ હતી; આપના લોકાન્તરવાસ –ઇશ્વર તેમ ન કરો–પછી મારે દાસીવૃત્તિ કરવી પડશે, ”

મીરજાફર બોલ્યો, “ એમ કેમ ! એમ કેમ કહે છે ? ”

મણિ બેગમ નિસાસો નાખી બોલી, “ હું શું ખોટું કહું છું ? નાજમ મોટો પુત્ર છતાં–તે આપના સિંહાસનનો અધિકારી નથી ! આપની નવાબીના વખતમાં જે પુત્રે જન્મ ગ્રહણ કર્યો છે, તેજ નવાબ થવાનો અધિકારી છે, તે જો નવાબ થાય, તો પછી હું તેને ગમે તેટલો ચાહતી હોઉં, તોપણ તે તો મને ઓરમાન મા ગણી મારી ઉપેક્ષા નહિ કરે ? ”

મીરજાફર—“ મણિ ! તું શું પૂછે છે, તે હું સમજી શકતો નથી. મારો નાનો પુત્ર મુબારક ફક્ત સાત વરસનો છે, તેની મા બબ્બુબેગમ સંપૂર્ણ રીતે સંસારથી અજાણ છે મુબારક જો ગાદીપતિ થશે તો પણ હું તેના વાલી તરીકે રહીશ. તો પછી તું શા માટે ચિંતા રાખે છે ? ”

મણિબેગમ—“ ના, હું શા માટે ચિંતા રાખું ? નાજિમ અને

સૈફની માફક મુબારક પણ મારો પુત્ર છે તેને એકજ માનુંછું એટલે જ ચિંતા થાય છે. "

મીરજાફરઃ-"તેમાં શી ચિંતા? ત્રણમાંથી ગમે તે નવાબ થાય, એટલે થયું."

મણિબેગમ—"એમજ કહું છું! પરંતુ આપના મનમાં આવી જૂદાઇ ક્યાંથી?"

મીરજાફર "એવી વાત કેમ કરે છે મણિ! હું તો ત્રણે પુત્રોને સરખી નજરે જોઉં છું."

મણિબેગમ—"જાહાપનાહ! દાસી મૂર્ખ છે, અપરાધ ક્ષમા કરશો, જો અભય આપો તો કહું,-ત્રણે પુત્રપર આપની સરખી પ્રીતિ નથી,"

મીરજાફર—"કેમ? એમ શા આધારે કહે છે?"

મણિબેગમ—"પ્રાણેશ્વર જો આપનો સ્નેહ ત્રણે પુત્રો પર સરખો હોય, તો પછી મોટા પુત્રને મૂકી નાનાને ગાદીપર બેસાડવાનો આટલો બધો પ્રયત્ન કેમ કરો છો?"

મીરજાફર સમજ્યો મીરજાફરની ભૂલ ભાગી, આથી તે શરમાઇ જઇ બોલ્યો, "મણિ! તું બરાબર કહે છે, નાજિમ મારો મોટો પુત્ર છે; માટે સહુ પહેલાં તેને ગાદીએ બેસાડવો જોઇએ."

મણિબેગમ-"હું એજ યાદ કરાવવા માગતી હતી, નહિં તો તેમાં મને શો સ્વાર્થ હતો? કલ્યાણના નામપરનાં દાનપત્રમાં સહી કરાવવામાં જે સ્વાર્થ હતો, તે કરતાં વધુ સ્વાર્થ આ બાબતમાં નથી. બંને બાબતમાં હું તો આપની ભારવાહી દાસી છું."

મણિબેગમની વાત મીરજાફરના અંતઃકરણમાં પેઠી. કલ્યાણની

બાબતમાં જે નિઃસ્વાર્થભાવ મણિબેગમે તેના અંતઃકરણમાં આંકી દીધો હતો. તે નિઃસ્વાર્થભાવ આ વાતથી ઉજ્વળ થઈ ગયો. મીરજાફરે કહ્યું, " મારા નાજિમનેજ હું સિંહાસનપર બેસાડીશ. તું તેના વાલી તરીકે બધું કામ કરજે. "

મણિબેગમ—"આપ કહો છો ખરા; પરંતુ નાજિમ વિરૂદ્ધ ચારે તરફ ભારે તરકટો ફેલાઈ રહ્યાં છે. હું શી રીતે એ તરકટો ભેદી શકીશ ? હું સ્ત્રી છું, પૈસા વગરની છું. આપનો આદેશ શી રીતે પાળીશ ? "

મીરજાફર—" મણિ ! કંઇ પણ ચિંતા ન રાખ ! મારી જે કંઇ દોલત છે, તે બધી આજથી તારા અધિકારમાં છે. મારા મરણ પછી મારા પ્રિય પુત્ર નાજિમને બંગાળાનાં સિંહાસન પર બેસાડજે. હું બધો ભાર તારાપર નાખું છું. વખત આવ્યે ગમે તે રીતે પણ એ કાર્ય બજાવજે. આ બાબતનું હું હમણાં જ દસ્તાવેજ કરી સહી કરી આપું છું. તે સિવાય બીજું જે કંઇ કરવું જોઇએ, તેની વ્યવસ્થા પણ કરૂં છું. "

મણિબેગમ—" મહારાજ નંદકુમાર અડચણ નહિ નાખે ? "

મીરજાફર—" હું તેને ખાસ કહી જઇશ. તે કદી પણ તારી વિરુદ્ધ વર્તશે નહિ. પૈસાનું બળ કે માણસોનું બળ એ બધું તારા પક્ષમાં રહેશે. દસ્તાવેજ પણ જેવો લખાય તેવો લખી આપીશ. "

મણિબેગમ—' આપની ન્યાયપ્રિયતા અને દયાનો પાર નથી. આપની પાસે આ વાત કહ્યા પહેલાં પણ મને વિશ્વાસ હતો કે મારો આ ન્યાયસંગત પ્રસ્તાવ આપ કદી પણ ઉથાપશો નહિ. આ સંબંધમાં આપને કરવાના દસ્તાવેજનો મુસદ્દો પણ તૈયાર કરી લાવી છું, આપ તે વાંચી જોશો ? "

મીરજાફર " તું મુસદ્દો કરી લાવી છે. ત્યારે પછી જોવાનું શું છે ? કાગળ લાવ હું મહોર કરી આપું. "

મણિ બેગમે કાગળ પકડી રાખ્યો, મીરજાફરે સહી—મહોર કરી આપી.

સહી—મહોરનું કામ પુરૂં થતાં મણિબેગમ નવાબની ન્યાયપ્રિયતાની પ્રસંશા કરવા લાગી. મ્હોએથી પ્રશંસા કરતી હતી. છતાં મનમાં કહેતી હતી કે, " બહુજ સહજમાં કામ પાર પાડયું ! આજ જો સહી ન થાત, તો મારે સંકટમાં આવી પડત ! હવે સમય મળશે તો સાવધાન થઇ શકીશ ! હવે મારી વિરૂદ્ધ કોણ થાય તેમ છે ! "

એ વખતે મીરજાફરના મનમાં આવ્યું કે, " બબ્બુબેગમ સાથે થોડી વાતચીત થઇ નહિ ! " તેથી મીરજાફરે પુછયું, " નાની બેગમ કયાં છે ? "

તીક્ષ્ણ બુદ્ધિવાળી મણિબેગમ મીરજાફરના મનનો ભાવ સમજી ગઇ; તેણે જવાબ આપ્યો. " તેની પાસે જવાનો વિચાર કરૂં છું. તે મારી નાની બ્હેન છે. હું તેને બહુ ચાહું છું. આવા મોટા બનાવમાં તેનો મત લેવો જોઇએ. જો તે દીલગીર થાય તો હું આ બંદોબસ્તમાં કદી સંમતિ ન આપું. હું જાઉં છું, તેને આ દસ્તાવેજ બતાવું છું. તે શું કહે છે, તે આપને હમણાંજ જણાવું છું. "

એમ કહી મણિબેગમ ચાલી ગઇ. જતી વખતે મનમાં કહેવા લાગી, " નાની બેગમ!—બબ્બુ બેગમ ! મૂઢ નવાબ ! હવે શું હું તેને તારી પાસે આવવા દઇશ ? "

ઓરડામાં આવતી વખત મણિ બેગમ વિદ્યુત જેવી જણાઇ હતી. બહાર જતી વખતે તેનામાં વજ્ર પ્રકૃતિનો પરિચય જણાયો. વિજળીના હાસ્યમાં વજ્ર શું આવી રીતેજ છુપાઇ રહે છે ?

## ચતુર્થ પરિચ્છેદ.

### પરિવર્તન

"Weak and irresolute is man;
The purpose of to-day,
Woven with pains into his plan,
To-morrow rends away."

—Cowper.

નિર્દિષ્ટ સમયે બપોરે મહારાજ નંદકુમાર નવાબ પાસે આવ્યા. તેની સાથે કિરીટેશ્વરીનો પુરોહિત હતો. દેવીનાં ચરણામૃતનું પાત્ર માથા પર ધારણ કરી મહારાજની પાછળ પાછળ પુરોહિતે ઓરડામાં પ્રવેશ કર્યો, નવાબ મીરજાફર નંદકુમારની વાટ જોતો બેઠો હતો, તેનું શરીર પીડાથી અવશ થઇ પડ્યું હતું; તોપણ બધી વેદના ભૂલી પથારીપરથી વારંવાર બેઠો થઇ બ્હાર આવી ઉભો ઉભો દેવીનાં ચરણામૃતની રાહ જોતો હતો. દેવીનાં ચરણામૃતથી બધી વેદના જતી રહેશે, એવી આશાથી મીરજાફરનું ચિત્ત મશગુલ હતું.

નંદકુમાર આવ્યો, એટલે મીરજાફરના આનંદની હદ રહી નહિ. પુરોહિતના માથાપર ચરણામૃત જોઈ તેને ઘણોજ આનંદ થયો. તેણે આનંદથી ગદગદ અવાજે નંદકુમારને કહ્યું, "મહારાજ! આપે ખરૂં કહ્યું હતું. માના ચરણામૃતનાં દર્શન માત્રથી મારી પીડા એટલી તો ઓછી થઇ ગઈ છે કે તેનું પાન કર્યા પછી મને ઘણીજ શાન્તિ વળશે. હું રાત દહાડો એજ ચિંતાથી મશગુલ હતો. આપો-મને

ચરણામૃત આપો ! માનાં ચરણામૃતનું પાન કરવાથી આ સંતપ્ત પ્રાણુ શાન્તિ મેળવશે."

ચરણામૃત પીવાનો આગ્રહ જોઈ નંદકુમારે પુરોહિતને ઇશારો કર્યો. પુરોહિતે ચરણામૃત નવાબને પીવરાવ્યું. ભક્તિથી ગદગદ ચિત્તે માતાજીનાં ચરણામૃતનું પાન કરવાથી મીરજાફરને તૃપ્તિ થઈ.

"અહા—કેવો આરામ ! ચરણામૃત પીતાંજ મારી બધી પીડા ગઈ!" મીરજાફરે દેવીને વારંવાર પ્રણામ કર્યા. તેના કંઠમાંથી પોતાની મેળે "જય મા કિરીટેશ્વરી" નો ધ્વનિ સંભળાવા લાગ્યો. "જય મા કિરીટેશ્વરી" ના અવાજથી ઓરડો કંપી ઉઠયો.

ચરણામૃત પીધાથી ન ધારેલી શાંતિ મળતાં મીરજાફર બોલવા લાગ્યો, "મહારાજ ! મ્હેં મારાં જીવનમાં કદી પણ આવી શાંતિ મેળવી નથી. માનું ચરણામૃત આટલું બધું શાન્તિપ્રદ છે ! હું આખું જીવન અંતર્દાહથી અસ્થિર થઈ રહ્યો છું; તમારા ધારવામાં આવું સુંદર ઔષધ હતું, છતાં આપે કેમ ન બતાવ્યું ? મહારાજ ! આજે આપને શો ધન્યવાદ આપું ! મારા મરણના દિવસોમાં મને આવી શાન્તિ મળશે, એમ મ્હેં ધાર્યું નહોતું. હું શાન્તિથી મરીશ, એ પણ મ્હેં ધાર્યું નહોતું. મારા જીવનના છેવટના કાળમાં 'મા કિરીટેશ્વરી' મારા પ્રતિ દયા કરશે, આ પાખંડીને ચરણમાં સ્થાન આપશે,—તે મ્હેં ધાર્યું નહોતું. મહારાજ ! આજે મ્હેં પ્રત્યક્ષ જોયું કે મા ખરેખર અધમતારિણી છે."

દયામયી ખરેખર અધમતાણિી છે ! જો તે અધમતારિણી ન હોય, તો પછી પાપીને શાનો આશરો ! જો મા દયામયી, સ્નેહમયી ન થાય તો આખું જીવન પાપમાં ગુજારી છેવટે તેને એકવાર માત્ર બોલાવતાં શાન્તિ કેમ મળે ? માણસ મોહવશ થઇ સમજી શકતાં નથી;

તેથી જ દરેક વખતે માની દયામયતા ભૂલી જાય છે, માતો સાક્ષાત્ કરૂણારૂપિણી છે! તેમ ન હોય તો તેનાં ચરણામૃત પાનથી પાપી મીરજાફરને શાંતિ કેમ વળે? મોહાન્ધ મન! તો પણ તું સમજી શકતું નથી કે મા કેવી છે!

માની અનુપમ કરૂણાની કથા સાંભળી મીરજાફર અધીર થઈ ગયો "હું મુસલમાન છતાં દેવીનાં ચરણામૃત પાનથી શાન્તિ મેળવી શકયો; આથી વધુ દેવીનાં કરુણામય યત્નનો પુરાવો શું? મીરજાફર વારંવાર બોલવા લાગ્યો." દયામયી ખરેખર અધમતારિણી છે!"

મીરજાફરની વાતો સાંભળી નંદકુમારને બહુ આનંદ થયો. તે પણ મીરજાફરની સાથે એકી અવાજે બોલી ઉઠયો," દયામયી ખરેખર અધમતારિણી છે!" મહારાજ નંદકુમારે કહ્યું, "જો એમ ન હોય તો માનું નામ કરુણામયી કેમ પડે! આપે જો પ્રથમથીજ પાન કર્યું હોત તો કદી પણ આ વેદના ભોગવવી ન પડત. વારૂ બપોર થયા છે; આપ હજુ જમ્યા નથી; હવે ભોજન વ્યવસ્થા કરો અમે જઇએ. છીએ.

નંદકુમાર જવાને તૈયાર થયો, મીરજાફરે તેને અટકાવી કહ્યું, "હવે ભોજન! મહારાજ! હવે મને ખાણું લેવાની ઇચ્છા નથી. જે સુધા પાન કર્યું છે, તેથી મારી ભૂખ તરસ ઉડી ગઇ છે. પરંતુ એક વાત કહેવાની છે. મને લાગે છે કે આજ મારો છેલ્લો દિવસ છે. વિષયકર્મ માટે જે કંઈ વાતચીત કરવાની હતી. તે થઇ ગઇ છે. તે બાબતમાં હવે કંઇ કહેવાનું નથી. પણ નાજિમ બંગાળાની ગાદીપર આવે, તે તરફ આપ લક્ષ રાખશો."

નંદકુમાર વિદાઈ થયો. પ્રથમ નવાબની સાથેની વાતચીતમાં

મુબારકને ગાદી આપવાની વાત થઇ હતી. પરંતુ આજે વળી નવાબ જુદું બોલે છે. નંદકુમારે વિચાર્યું કે "કદાચ નવાબની ભૂલ થતી હશે. આથી તે તેને સ્મરણ કરાવવા માટે બોલ્યો, "આપની આજ્ઞા મુજબ મુબારકને સિંહાસનપર બેસાડવાનો બંદોબસ્ત કર્યો છે. આજે વળી બીજું કેમ કહો છો ? હવે વળી નાજિમને સિંહાસનપર બેસા-ડવાનો પ્રયત્ન કરતાં ગોલમાલ થવાની સંભાવના છે."

મીરજાફર—"તે બાબતમાં હું પાકું હુકમનામું લખતો જઇશ. સંધ્યાકાળ પહેલાં આપ અહીં આવી જાઓ તો સારૂં."

એકાએક નવાબની મતિ ફરી કેમ ? મહારાજ નંદકુમાર કશું સમ-જી શકયો નહિ. તે વારંવાર મુબારકની વકિલાત કરવા લાગ્યો; પરંતુ મીરજાફરે તે તરફ કર્ણપાત કર્યો નહિ. નંદકુમાર સમજી ગયો કે હવે કંઇ વળે તેમ નથી. જે થવાનું હશે તે થશે; હવે વધુ વાતચીતની જરૂર નથી. તો પણ સંધ્યાકાળ વખતે આવવાનું કહેતાં તેણે કહ્યું, "કેમ ? શું કંઈ ખાસ કામ છે ?"

નવાબ—"ખાસ કારણ ન હોય તો આટલો બધો આગ્રહ કરૂં કે ?"

નંદકુમાર—'ક્યારે આવવાનું કહો છો ? જરૂર આવીશ."

નવાબ—'ક્યારે ! મારા અંતિમ વખતે."

નંદકુમાર—"આપ એવી અમંગળ વાત કેમ કહો છો ? આપને શરીરે ઠીક થયું છે. આપ હવે જલદી સાજા થઇ જશો. આપની કંઇ ચિંતા નથી."

નવાબ—"મહારાજ ! ખરેખર મારૂં શરીર સારૂં થયું છે. ખરેખર ! મારી ચિંતા રાખવા જેવું નથી. ખરેખર ! હવે હું મૃત્યુને આલિંગન કરી શકીશ. ખરેખર ! દેવી કિરીટેશ્વરીએ આજ મારાપર કૃપા કરીછે."

મીરજાફરે આકાશ તરફ નજર કરી કહ્યું, "ખરેખર! મહારાજ, જુઓ મા મને બોલાવે છે! તે મારી પીડા મટાડવા ઇચ્છે છે. મહારાજ! આખી જિંદગી મ્હેં મારૂં સુખ તાકવામાં જ ગાળી છે. મહારાજ! આખી જિંદગી મ્હેં બીજાનું અનિષ્ટ કરવામાં જ ગાળી છે. મહારાજ! આખી જિંદગી બળ્યા કર્યો છું, પરંતુ એક દિવસ પણ મ્હેં આવું સુખ મેળવ્યું નથી.

મીરજાફરની આંખોમાંથી જળધારા વહેવા લાગી. નંદકુમાર શાન્ત્વના આપતો બોલ્યો," આ વખતે ભૂતકાળની ચિંતામાં મનને વ્યથિત કેમ કરો છો?"

મીરજાફરે કહ્યું, "મહારાજ! હવે મનને વ્યથા થતી નથી! હવે હું ચોરની માફક વાત છુપાવવા માગતો નથી. કાલ સવારમાં જ્યારે આપને બોલાવ્યા હતા, ત્યાર પહેલાં મને ભાન આવ્યું, કોની પ્રેરણાથી કયું ખરાબ કર્મ કરી કેવાં ફળ ભોગવ્યાં છે, એ બધું મ્હેં પ્રત્યક્ષ જોયું."

નંદકુમારને ભારે કૌતુહલ થયું. મીરજાફર શી વાત કહેવા ઇચ્છે છે, તે સમજી ન શકવાથી નંદકુમારને તે જાણવાની ઇચ્છા થઇ. પરંતુ તે વખતે આગ્રહ પ્રકાશ કરવો બરાબર નથી એમ ધારી નવાબને શાન્ત્વના આપતો હોય એવી રીતે બોલ્યો, "હવે આપ વિશ્રામ લો. આખો દિવસ ઉપવાસ કર્યો છે, હવે આપને તસ્દી આપવાની ઇચ્છા નથી"

મીરજાફર અધીર અવાજે બોલ્યો, "મહારાજ! એમાં તસ્દી શાની? મારૂં બધું દુઃખ દૂર થયું છે. પણ મારૂં દુઃખ કેવી રીતે દૂર થયું છે, તે કહું છું. થોડુંજ કહેવાનું છે, આપ સાંભળો."

નંદકુમાર—"આપ જ્યાં સુધી રહેવાનું કહેશો, ત્યાં સુધી રહીશ. હું આપનો તાબેદાર છું. આપને દુઃખ ન થાય એટલે બસ. વારુ, શું કહો છો તે સંભળાવો !"

મીરજાફર કહેવા લાગ્યો, "ગઇ કાલે પાછલી રાતે હું અરધી નિદ્રામાં ઘોરતો હતો ત્યાં મ્હેં એક વિચિત્ર સ્વપ્ન જોયું. રોગની પીડાથી, કેટલીએ બ્હીકથી મને આખી રાત ઉંઘ આવી નહોતી. આખી રાત મ્હેં પ્રભુપ્રાર્થના કરી હતી. મહારાજ ! શું કહું, આ જીવનમાં મ્હેં કદી પણ એ રીતે અંતઃકરણપૂર્વક પ્રભુને સંભાર્યા નહોતા. મારી સમસ્ત જિંદગીમાં આ એકજ દિવસ પ્રભુને આંતરિકતા પૂર્વક ભજ્યા હતા. ભગવાનને બોલાવતાં બોલાવતાં પાછલી રાતે થોડી ઉંઘ આવી ! તે અધકચરી ઉંઘમાં મ્હેં કેટલાએ દેખાવો જોયા. પ્રથમ એક પાડા પર બેઠેલા પુરુષે મારા સામે ઉભા રહી, પોતાના હાથમાંનો દંડ મારા તરફ ધરી કહ્યું, "પાપી, અનેક દિવસ પાપમાં રચીપચી ત્હેં પાપનો ઘડો ક્યારનો પૂર્ણ કર્યો છે. પરંતુ નરકમાં પણ તારે માટે સ્થાન નહોતું; તેથીજ આટલા દિવસ તને જીવતો રાખ્યો છે. તારે માટે હવે નવું નરક તૈયાર થઇ ગયું છે. હવે તને ત્યાં લઇ જવો પડશે." હું તેના પગમાં પડી આજીજી કરવા લાગ્યો. પરંતુ તેણે રોષથી લાલચોળ આંખો કરી મને કહ્યું, "પાપમતિ પિશાચ? ત્હેં તારા માલિક સાથે જે વિશ્વાસઘાત કર્યો છે, તે પાપનું પ્રાયશ્ચિત કરોડો વર્ષમાં પણ પૂરૂં થાય તેમ નથી." હું કહેવા લાગ્યો, "હું શું કરૂં ! દોષ ક્લાઇવનો ! પાપીષ્ઠ ક્લાઇવે મને પ્રભુદ્રોહમાં—સ્વદેશદ્રોહમાં લલચાવ્યો," પેલા દંડધારીએ તે તરફ નજર કરી નહિ. તે બોલ્યો, "ત્હેં ન માન્યું હોત, તો ક્લાઇવ તને શું કરી

નાખત ? દોષ તારો જ નથી; માટે કલાઈવિનાં પાપનો દંડ પણ તારેજ ભોગવવો પડશે ! હું કલાઈવને ઉદ્દેશી ગાળો વરસાવવા લાગ્યો. ત્યારે તે દંડધારી પુરુષે દંડ ઉપાડી મારા પર માર્યો હું પીડાથી રડવા લાગ્યો. રડતાં રડતાં 'ખુદા—ખુદા—ખુદા ! તું મારી રક્ષાકર—હું તારા આદેશથી ઉલટો નહિ ચાલું—'એમ કહી ખૂમ પાડી ઉઠયો. ખૂમની સાથે મારી ઉંઘ ઉડી ગઇ મારા રક્ષકો જાગી ઉઠયા. સ્વપ્ન આવ્યું કહી મ્હેં વાત ઉડાવી. "

મહારાજ નંદકુમારે અધિક આગ્રહપૂર્વક પૂછ્યું, " ત્યાર પછી શું થયું ? "

મીરજાફર—" ત્યાર પછી ભગવાનનું નામ લઇ હું ફરી ઉંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યો. થોડીવારમાં મને તંદ્રા આવી. વળી હું પ્રભુને શરણુ ગયો. રડતો રડતો કહેવા લાગ્યો—"ભગવાન ! હવે પીડા સહન કરી શકતો નથી એક વખત મને ચરણમાં સ્થાન આપો. હું હવે આપથી ઉલટો નહિ ચાલું. " તે વખતે કોઈ બૂમ પાડી કહેવા લાગ્યું " મીરજાફર ! તારૂં આયુષ્ય પૂરૂં થયું છે. તું જવાને માટે તૈયાર થા, " આ વાકય કહેનારને હું જોઇ શકયો નહિ. હું આર્તનાદ કરતો બોલ્યો—" હું તૈયાર છું. આપ ગમે તે હો પણ મને ચરણુ આગળ સ્થાન આપો. " પેલી અદૃષ્ટ વાણી બોલી, " તારો પશ્ચાત્તાપ જોઇ દેવી ખુશી થયા છે. મીરજાફર, તું દેવીને શરણુ થા. હું કાતર કંઠે બોલ્યો, " આપ કોણુ છો ? આપ જે કહો છો, તે હું સમજી શકતો નથી આપ મારાપર કૃપા કરી રસ્તો બતાવો. " મને જવાબ મળ્યો કે, " મહારાજ નંદકુમારને શાન્તિનો ઉપાય પૂછજે. તેજ તને બતાવશે. " તે દેવવાણી જેવું હતું તે દેવ-

વાણીએ કહ્યું, " હવે ત્રણ દિવસનું તારૂં આયુષ્ય છે. જો શક્તિ હોય તો એ ત્રણ દિવસમાં કર્તવ્યપંથ શોધી લે." ત્યાર પછી મારી ઉંઘ ઉડી ગઈ. "

મહારાજે પૂછ્યું, " આપે બંગસિંહાસન અને મારાં ભાગ્ય વિપર્યયની બાબતમાં કંઇ કહ્યું હતું. સ્વપ્નમાં તે વિષે કંઈ સૂચના થઈ હતી ? "

મીરજાફર–" હા, તે માટેજ આપને આ બધું સંભળાવું છું. મહારાજ સાવધાન ! આપનું ભવિષ્ય બહુજ અમંગળમય છે.

નંદકુમારે પૂછ્યું—" દેવવાણીએ મારા સંબંધમાં શું કહ્યું હતું."

મીરજાફર—" મહારાજ ! માફ કરશો, તે વાત કહેવાનો નથી ટુંકામાં એટલુંજ કહું છું કે મારાં જીવન સાથેજ તમારૂં ગૌરવ પણ નષ્ટ થશે. કલાઇવ આવે કે બીજું ગમે તે આવે–તમારે તેને વિશ્વાસે હિંમત રાખવી હોય તો રાખો,–પણ આપનો બચાવ કોઇ પણ કરી શકશે નહિ. "

એમ કહી મીરજાફર પોતાનાં સ્વપ્નનું કહેવા લાગ્યો, ". ઉંઘ ઉડયા પછી સવારમાં ઉઠતાંવેંત મ્હેં આપને બોલાવ્યા. બધી વાતચીત થઇ રહ્યાબાદ તેથીજ મ્હેં આપને કહ્યું કે, " મહારાજ ! મારૂં શું થશે ? મને મરણ પછી પણ શાન્તિ મળશે ? " તેથી આપે મને દેવીનું ચરણામૃત પીવાની સલાહ આપી. " મહારાજ ! આપનું કહેવું ખરૂં પડયું. દેવીનાં ચરણામૃતે મારી બધી પીડા દૂર કરી. આ સંતપ્ત દેહ હવે ક્રમે ક્રમે શાન્તિ પામતો જાય છે. હવે પૂર્ણશાન્તિ ક્યારે મળશે તેની રાહ જોતો બેઠો છું. મહારાજ ! જો આપ કૃપા કરી થોડી ક્ષણ અહીં બેસશો તો કદાચ મારી કબર પણ જોઇ શકશો."

મહારાજ નંદકુમાર ચમક્યા; બોલી ઉઠયા, એ શું ! આપે શું કહ્યું ? માતાજીની કૃપાથી આપ સાજા થશો. આપ નકામો સંશય શા માટે રાખો છો ? ”

મીરજાફર ગળગળે સ્વરે બોલ્યો, “ મહારાજ ! અત્યારે તો અમંગળ એજ મારે માટે તો મંગળ છે. અત્યારે મરણ એજ મારે માટે શાન્તિરૂપ છે. ”

એમ કહી નંદકુમારને એકવાર આવવાનું કહેતો બોલ્યો, “મહારાજ ! છેલ્લી ઘડીએ આપને જોવાથી મને તૃપ્તિ થશે. ”

નવાબે વારંવાર આવવાનું શા માટે કહ્યું, નંદકુમાર તેનું કારણ વિચારવા લાગ્યો, પણ કંઈ પણ સૂઝયું નહિ. તેણે ધાર્યું કે, “ નવાબની અવસ્થા સારી નથી તેથી મને લાગે છે કે નાજિમને ગાદી આપવાનો કંઈ પાકો બંદોબસ્ત કરવા ઇચ્છતા હશે, તેથી તેઓએ મને બોલાવ્યો હશે. ”

તે કાર્ય તો પહેલાંજ પૂરૂં થયું હતું, તે નંદકુમાર જાણતો નહતો ! ગમે તે હો એમ ધારી નંદકુમારે કહ્યું, “ સંધ્યાકાળ સુધી હું નિજામતમાં રહીશ જ્યારે જરૂર પડે ત્યારે ખબર મોકલશો, એટલે હું આવીશ.”

નંદકુમાર ચાલ્યો ગયો મીરજાફર બંગાળાનાં ભૂતભવિષ્યની ચિંતામાં પડયો.

---

## પંચમ પરિચ્છેદ

### બદલો

"Out on thee, villain! Wherefore dost
thou mend me?"

—Shakspear.

નારાજ રાજ્ય વિરૂદ્ધ જેઓ ફરિયાદ કરવા આવ્યા હતા, તેઓ નિયામતખાંના મકાનમાં તેની રાહ જોતા બેઠા હતા. નિયામતખાં નવાબ પાસે જઇ આવ્યો એટલે તેઓએ ઉઠી માન આપ્યું. તેઓને કેટલીએ આશા હતી, પૂરેપૂરો વિશ્વાસ હતો કે જ્યારે નિયામતખાં જેવા અગ્રસરે આપણું કામ હાથમાં લીધું છે, ત્યારે ફતેહ મળવાની છે તેથી નિયામતખાં પાછો આવ્યો, ત્યારે તેઓ આનંદપૂર્વક બોલ્યા– આપને બહુ કષ્ટ આપ્યું છે. હવે આપને વધુ તસ્દી લેવી પડશે નહિ.

નિયામતખાં કંઇ પણ જવાબ નં આપતાં ગંભીરભાવે બીજા ઓરડામાં ચાલ્યો ગયો. પેલા આવનારાઓએ વિચાર્યું કે " આપણું કામ કરવામાં બહુ મહેનત પડી હશે; જરા વિસામો ખાઈ આપણને શુભ સમાચાર કહી સંભળાવશે.

એમ ધારી તેઓ તેની રાહ જોતા બેઠા. પણ નિયામતખાં તો ન આવ્યો. બેસીને થાક્યા પછી તેઓએ બે ત્રણ વખત કહેણુ મોકલ્યું. છેવટે જવાબ આવ્યો, " આપ પધારો. "

આટઆમનો હલધર મિત્ર રઘુનંદનનાં કુટુંબીઓ તરફથી તજવીજ કરવા આવ્યો હતો. આ કામ તેણે રાખાલની ઉશ્કેરણીથી સ્વીકાર્યું હતું. તેને ઉત્સાહ આપવા રાખાલ પણ સાથે આવ્યો હતો.

નિયામતખાંના નોકરનો ઉત્તર સાંભળી જરા નવાઈ પામી હલધર મિત્રે કહ્યું, " અમે આખો દિવસ બેઠા છીએ, ખાંસાહેબને આ વાત સમજાવ. અમને થોડો જવાબ આપે એટલે ચાલ્યા જઈએ. "

નોકર–મ્હેં બધી વાત કહી છે. હવે મેળાપ નહિ થાય. "

હલધર મિત્રે ફરી સમજાવવાનો પ્રયત્ન કર્યો; પણ નોકર ગુસ્સે થઈ બોલ્યો, " હવે નકામી ગરબડ કેમ કરો છો ? હવે ખાંસાહેબ તમને જવાબ આપે તેમ નથી. હવે માથું ન પકાવો ચાલ્યા જાઓ."

હલધરમિત્રે જાણ્યું કે નોકરને કંઈ બક્ષિશની આશા લાગે છે તેથી તેને શાંત કરવા કહ્યું, " બક્ષિશની વાતમાં ફિકર કરતા નહિ. લ્યો અગાઉથી બક્ષિસ. "

એમ કહી હલધર મિત્રે નોકરના હાથમાં બે રૂપીઆ મૂક્યા. નોકરનાં મુખપર આનંદની રેખા ફુટી નીકળી. તે હસતો હસતો બોલ્યો–" આપ જેવાનું ખાઈનેજ મોટા થતા છીએ ! આપ નહિ આપો તો કોણ આપશે ! કહો–ખાં સાહેબને શું કહેવાનું છે ? આ વખતે હું સારી રીતે સમજાવીશ. "

હલધર–" એક વખત બહાર આવી અમને જવાબ આપે એટલું કર એટલે થયું. "

" જેવી આજ્ઞા " કહી નોકર ખાંસાહેબ પાસે ગયો. નોકરે કહ્યું હોય કે ન કહ્યું હોય તે હલધરમિત્ર જાણી શક્યો નહિ. પરંતુ એટલું તો જણાયું કે ખાંસાહેબે ઉગ્રમૂર્તિ ધારણ કરી છે. બહાર આવતાંજ નિયામતખાં હલધર વગેરેને સંબોધીને બોલ્યો– "જુગારી ! બદમાસો ! જુગાર ખેલવાની બીજી જગા ન મળી ? હવે મારાં મકાનમાંથી ચાલ્યા જાઓ.

હલધરમિત્ર વગેરેએ ધાર્યું કે નિયામતખાં કોઇ બીજાને કહે છે. આથી તેઓ તેના સામું જોઇ ઉભા રહ્યા. નિયામતખાં આંખો લાલચોળ કરી બોલ્યો,–"રમજાન! રમજાન! આ જુગારીઓને ધક્કા મારી બહાર કાઢ!"

આ વખતે હલધર વગેરે સમજી ગયા, તો પણ હલધર નમ્ર સ્વરે બોલ્યો–"ખાંસાહેબ! આપ ગુસ્સે શાઓ છો શા માટે?"

નિયામતખાં–"મારી સાથે છેતરપિંડી! તમને શૂળીએ ન ચઢાવ્યા એટલું તમારૂં નસીબ સારૂં માનજો."

હલધરએ શું બોલ્યા ખાંસાહેબ? આપે જેમ કહ્યું તેમ અમે કર્યું! અમે અમારૂં બધું તમને સોંપી દીધું છે; આપ આમ કેમ કહો છો?"

નિયામતખાં–"ન કહું! હજુ તો હું મ્હોંએ બોલું છું, કહી બતાવતો નથી. હમણાંજ શું છે તે જોશો."

હલધરે ધાર્યું કે ખાંસાહેબ કંઇ લાંચ માગતા લાગે છે. તેથી તેણે કહ્યું, "અમારૂં સર્વસ્વ આપને સોંપ્યું છે સાહેબ! રાજ્ય અપાવી શકશો તો અર્ધું આપને આપશું!"

નિયામતખાં વધૂ ગુસ્સે થઈ ગાળો દેવા લાગ્યો.

આજથી પાંચ વરસ પહેલાં નિયામતખાં સાથે ઓળખાણ થઇ હતી, પરંતુ તે કદી પણ તુંકારાથી બોલાવતો નહિ. પરંતુ આજે આટલો બધો ફેરફાર કેમ થઇ ગયો? હલધર વગેરે આનું કારણ શોધી શક્યા નહિ. બીજે વખત હોત તો આવું અપમાન તેઓએ સહન કર્યું નહોત, પરંતુ આજે કંઇ ઉપાય નહોતો! આથી હલધર મિત્રે ફરીથી કહ્યું, "આપ ગુસ્સે કેમ થાઓ છો! આપની સલાહ મુ-

જય અમે અમારૂં બધું ગુમાવ્યું છે. આપે આજે પણ કહ્યું હતું કે " તમારો દાવો વાજબી છે, તમે નક્કી જય મેળવશો. " હવે આમ કેમ કહો છો ? "

મારો આશ્રય મળ્યો છે, એટલે અત્યાર સુધી તમને શૂળીએ ચઢાવવામાં આવ્યા નથી. તમે જાણોછો કે, નવાબે તમારા સામે કટો હુકમ કાઢયો છે. તમ્ને શૂળીએ ચઢાવવામાં આવશે. "

એમ કહી નિયામતખાંએ રમજાનને બોલાવી એ બધાંને બાંધવાનું કહ્યું.

રમજાન આગળ વધ્યો. " જે હુકમ ખુદાવંદ ! " કહી રમજાન મીઆં નિયામતખાં આગળ આવી ઉભો. નિયામતખાંએ ફરીથી હુકમ આપ્યો–" આ બધા જુગારીઓને બાંધ. "

રમજાન મીઆં વિકટ મુખભંગી કરી હલધર વગેરેને બાંધવાની કોશીશ કરવા લાગ્યો. હલધર મિત્ર વગેરે બધા આજીજી કરવા લાગ્યા. " અમે અપરાધ કર્યો છે. આપ ક્ષમા કરો. હવે અમે જીવતા દેશમાં પહોંચીએ એવી વ્યવસ્થા કરો. "

નિયામતખાં લગાર નરમ પડયો. તેના ઇસારાથી રમજાન મીઆં ચોભ્યો, નિયામતખાં બોલવા લાગ્યો. " હજુ પણ તમે જીવ બચાવવા માગતા હોતો એકેક જણ એકેક દિશામાં નાસો. કદાચ તમારાં રહેઠાણને નવાબના સિપાઇઓએ ઘેરો ઘાલ્યો હશે. માટે તે તરફ જતા નહિ. નાસો ! નાસો !

એમજ બન્યું. જેમ આવ્યું તેમ ઉભી પૂછડીએ તેઓ નાઠા. પોત પોતાને મુકામે જઇ સરસામાન લેવા જેટલું પણ સાહસ ન થયું.

આ વખતે રાખાલ વિખુટો પડયો જો તેની ઇચ્છા હોત તો તે ઘેર જઇ શકત. પણ ઘેર જવાની ઇચ્છા નહોતી. તેણેજ પિતાને મુર્શિદાબાદમાં આવવા ઉશ્કેર્યા હતા. તેનાજ ઉત્સાહથી આ તરકટ પાક્યું હતું. પરંતુ બધું વ્યર્થ જતાં એ ટયું મ્હોં લઇ ઘેર જાય! તેણે વિચાર્યું કે જ્યારે કાર્યક્ષેત્રપર ઉતર્યો છું, ત્યારે તેનું છેવટ ક્યાં આવવાનું છે, તે જોવું જોઇએ. રાખાલનો બધો ગુસ્સો કુમાર રામકૃષ્ણ પર ઉતર્યો રાખાલે વિચાર્યું. "રામકૃષ્ણ! તારો પણ એક દિવસ છે, શું મારો પણ દિવસ નહિ આવે! આ દિવસની હું વાટ જોતો બેઠો છું. તું પરીક્ષા માટે તૈયાર થા."

બધા ચાલ્યા ગયા, એટલે નિયામતખાં વિચારવા લાગ્યો, "હાશ! ઠીક થયું સાલાઓની મિલ્કત ઠીક પચાવી! ખુબ બહાદુરીથી સાલાઓને નસાડયા! મને તો પ્રથમથીજ ખબર હતી કે કંઇ થવાનું નથી, પણ લાંચના પૈસાતો મળશે, એમ ધારી કામ હાથમાં લીધું હતું, તો પણ મ્હેં નિમકહરામી કરી છે, એવું કોઇ કહે તેમ નથી." નવાબનો મિજાજ સારો નહોતો, નવાબે ન સાંભળ્યું. તેમાં હું શું કરૂં!"

હતાશ થઇ હલધરમિત્ર વિચારવા લાગ્યા. "બધું વ્યર્થ ગયું! નિયામતખાં આટલો વિશ્વાસઘાતી છે! રઘુનંદનનાં કુટુંબને આટલું બધું કરી વશ કર્યું, લોભાવ્યું, પણ નિયામતખાંએ બધું વ્યર્થ કરી દીધું! શું આ પરિણામ આવ્યું? નિયામતખાં પ્રથમ તો લગારે ઈસારો કરતો નહિ, નંદકુમાર પણ નિરાશાનાધ્વનિ કાઢતો નહિ, ત્યારે શું બધાએ છેતરપિંડી કરી? હવે આ મ્હોં લઇ દેશમાં જાઉં! હરદેવરાય મારી મશ્કરી તો કરે છે. તેમાં પણ આ વાત જો તેના જાણવામાં આવશે તો મને ધુતકારી કાઢશે. હું શું કરૂં? ક્યાં જાઉં? મેં નકામું નાટોર સાથે વેર બાંધ્યું. પ્રતિકૂળ મળ્યું!"

## ષષ્ઠ પરિચ્છેદ.

### ઐતિહાસિક બાબતો.

So once it would have been,–'tis no more;
I have submitted to a new control;
A power is gone, which nothing can restore
A deep distress has humanised my soul.
—Wordsworth.

ઇ. સ. ૧૭૬૫ ના જાનેવારીની ૧૫ મી તારીખે નવાબ મીરજાફર મરણ પામ્યો. તરતજ મણિબેગમનો પુત્ર નાજિમ-ઉદ્‌-દૌલા ગાદીપર બેઠો.

બંગાળાની ગાદી સબબ એ વખતે ભારે ગોલમાલ ઉત્પન્ન થવાની તૈયારી થઈ રહી હતી. એક તરફ બબ્બુ બેગમના પુત્ર મુબારકને ગાદીએ બેસાડવા તેના સંબંધીઓ વ્યાકૂળ થઈ રહ્યા હતા. બીજી બાજૂ મીરાનના બાળકને સિંહાસનારૂઢ કરવા માટે તરકટ ચાલતું હતું. આ તરફ મણિબેગમ બધી અડચણો ખસેડી નાજિમને માટે દલ બાંધતી હતી.

મણિબેગમ સમજી ગઈ હતી કે, રૂપીઆથી બધુ બને છે! તેથીજ નવાબનાં મરણ પહેલાંજ તિજોરી પોતાના તાબામાં લીધી હતી. અત્યારે તે દ્રવ્યના જોડે બધાં કાર્યોમાં સિદ્ધિ મેળવવા લાગી.

મધપૂડાની પાસે જેમ મધમાખીઓ ગણગણે તેમ મણિબેગમના પૈસા આગળ અનેક મનુષ્યો ભટકવા લાગ્યા. મીરજાફરનાં મરણના સમાચાર મળતાં ઇસ્ટ ઇંડિઆ કંપની તરફથી કલકત્તા કાઉન્સિલના સભાસદો મુર્શિદાબાદ આવી પહોંચ્યા. તરકટ અને ભયની બ્હીક બતાવી

પૈસા કઢાવવામાં કોઇએ પણ બાકી રાખ્યું નહિ. સ્પેન્સર નામનો એક ગોરો એ વખતે ઈસ્ટ ઇંડિઆ કંપનીનો ગવર્નર હતો આ પ્રસંગે તેણે પણ મુર્શિદાબાદ ગજાવી મૂક્યું. આનાં પરિણામમાં મણિ બેગમની તિજોરીમાંથી એક લાખ ચાલીસ હજાર પાઉન્ડ ઉડી ગયા. કાઉન્સિલના સભાસદોએ એ પૈસા અંદરોઅંદર વહેંચી લીધા.

નિજામત કિલ્લામાં નાજિમ-ઉદ્-દૌલાનો રાજ્યાભિષેક થયો. મિડલ્ટન વગેરે કાઉન્સિલના સભાસદોએ દરબારની શોભા વધારી, ફ્રાન્સિસસાઇક્સે રેસીડેંટ તરીકે દરબારમાં હાજરી આપી. તેણે જૂદી જૂદી રીતે નવાબની સત્તા ઓછી કરી દીધી. નવાબનું ખાસ સૈન્ય અઢાર લાખ રૂપીઆ બચાવવાના ઉદ્દેશથી વીખેરી નાખ્યું. નવાબ નાજિમ-ઉદ્-દોલાને તેણે સમજાવ્યું કે “ રાજ્ય શાસનની બાબતમાં આપને માથું મારવાની જરૂર નથી. તેથી આપને નકામી તસ્દી પડશે આપ તો નિશ્ચિતચિત્તે જીવન ગુજારો; અમે આપને માટે વાર્ષિક પેન્શનની વ્યવસ્થા કરીએ છીએ.” છેવટે એવો બંદોબસ્ત થયો કે નવાબને ૫૮૮૬૧૬૧ રૂપીઆનું વાર્ષિક પેન્શન આપવું. મહમ્મદ રેજાખાં દુર્લભરામ અને જગત્શેઠ રાજકાર્ય તપાસશે. સિપાહીઓનો પગાર અને બીજું બધું ખર્ચ રેજાખાં પર રહેશે; સૈફ-ઉદ્-દોલાને સાતહજાર રૂપીઆ, મુબારકને પાંચહજાર રૂપીઆ, મીરનનાં બાળકને ૫ હજાર રૂપીઆ અને બેગમ તથા બીજા પરિવારને ૭ હજાર રૂપીઆનું વાષિક પેન્શન આપવું.” આ પ્રસંગે સાઇક્સે નવાબ પાસેથી ૧૦૬ પરગણાં મેળવ્યાં. એમાંનાં કેટલાંક પરગણાંમાં નવાબને ખાસ લાભ થતો હતો. એ સિવાય એવી વ્યવસ્થા થઇ કે ‘ બંગાળાના બધા જમીનદારોએ ઈસ્ટ ઇંડિઆ કંપનીની અધીનતા સ્વીકારવી નવાબ બંગાળા બહાર અને ઓરિસ્સાનો

સુબેદાર કહેવાશે; પરંતુ રાજ્યનાં રક્ષણ માટે ઇસ્ટ ઇંડિઆ કંપની લશ્કરનું પોષણ કરશે; સૈન્ય પર નવાબની સત્તા નહિ રહે. સૈન્યનાં ખર્ચ પેટે બર્દવાન, મેદીનીપુર અને ચાટગામ એ ત્રણ પરગણાં કંપ-નીને સોંપવામાં આવ્યાં. કોઇપણ વિપત્તિ આવી પડતાં વધુ સૈન્ય રાખવું પડે તો તે બદલ નવાબ સરકારે પાંચ લાખ રૂપીઆ વધુ આપવા. મુર્શિદાબાદ નવાબની રાજધાની તો રહી, પણ નવાબના દર-બારમાં કંપનીનો એક પ્રતિનિધિ રહે એવું ઠરાવવામાં આવ્યુ. ઇ. સ. ૧૭૬૦ માં મીરજાફરે કંપનીને કલકત્તામાં ટંકશાળ સ્થાપવાની રજા આપી હતી. આ વખતે એ ટંકશાળના સિક્કા નવાબનાં રાજ્ય માં ચલાવવાનું ઠરાવ્યું. પહેલાં મુર્શિદાબાદમાં સિક્કા પડતા એ વખતે તે વ્યવસ્થા રદ થઇ." ટુંકામાં મીરજાફરના વખતમાં જેટલી સત્તા લેવી બાકી હતી, તે સત્તા નાજિમ–ઉદ્–દૌલાને ગાદીએ બેસાડતી વખતે કંપનીએ લઇ લીધી. નવાબ રહ્યો પણ નવાબી ન રહી; નામ રહ્યું, પરંતુ પદાર્થ ઉડી ગયો.

જાનેવારીમાં મીરજાફર મરણ પામ્યો; ત્યાર પછી પાંચ માસે કલાઇવ ફરીથી રંગભૂમિપર ઉતર્યો, મરાઠાઓ સાથે વારંવાર ઝૂઝી ઝૂઝી દીલ્લીનો પાદશાહ હીનબળ થઈ પડયો હતો. હિંદમાં આવતાંજ કલાઇવને એ સમજાયું. મોગલોના વખતમાં મોગલ પાદશાહે નીમેલા સુબેદારો તે તે પ્રદેશના પ્રતિનિધિ–રાજ્યકર્તા ગણાતા. તેઓ-ના તાબામાં એક એક દીવાન રહેતો. દેશનું મહેસુલ ઉઘરાવવાનું કામ તે દીવાનપર રહેતું. દીવાન મહેસુલ ઉઘરાવી દીલ્હી મોકલતો કલાઇવના મનમાં આવ્યું કે એ દીવાનીનો ભાર દીલ્હીના પાદશાહ પાસેથી કંપનીએ લેવું જોઇએ. બંગાળાનો નવાબ નામનો સુબેદાર તરીકે ભલે રહે; પરંતુ બંગાળા, બિહાર ને ઓઢિઆની દીવાનીનો ભાર

કંપનીના હાથમાં રહેવો જોઇએ." આ ઉદ્દેશથી તેણે પાદશાહ શાહ આલમ સાથે મેળાપ કર્યો, તે વખતે અયોધ્યાના નવાબના કજીઆ સંબંધમાં શાહઆલમ અલાહાબાદ આવ્યો હતો. કલાઇવે અલાહાબાદ જઇ પાદશાહની પાસેથી દીવાનીની સનદ લીધી. નવાબ નાજિમ–ઉદ્–દૌલાને ગાદીએ બેસાડતી વખતે જે બંદોબસ્ત થયો હતો, તે બંદોબસ્ત કાયમનો ઠરાવી લીધો. આથી નવાબ બધી બાબતમાં કંપનીના મત મુજબ ચાલવાને બંધાયો. ઇ. સ. ૧૭૬૫ ના એપ્રિલની ૨૯ મી તારીખે કંપનીની તરફથી કલાઇવે મોતિઝિલમાં મોટો મેળાવડો કર્યો. ઇ. સ. ૧૭૬૫ ના ઑગસ્ટની ૨૨ મી તારીખે કલાઇવે શાહઆલમ પાસેથી પાકા દસ્તાવેજ કરાવી લીધા, અને ૩૦ મી સપ્ટેમ્બરે નાજિમ–ઉદ્–દૌલાએ તેપર સહી કરી. ત્યાર પછી એ દિવાની સનદની રૂયે માત્ર ૫૩ લાખ રૂપીઆનાં વાર્ષિક પેન્શનના બદલામાં નવાબનો બે કરોડ છપનલાખ રૂપીઆની ઉપજવાળો મુલક અને ત્રણ કરોડ ત્રીશ લાખ રૂપીઆની સંપત્તિ ઇસ્ટ ઇંડિઆ કંપનીએ ઝડપી લીધી. પરંતુ નવાબ નાજિમ–ઉદ્–દૌલા તો આનંદના આંસુ પાડી, ગદગદ થઇ કલાઇવને જણાવવા લાગ્યો કે–" હવે હું નિશ્ચિંત થયો. હવે મારી મરજી મુજબ નૃત્યગીતમાં હું મારો કાળ વીતાડીશ."

આ પ્રમાણે નવાબના હાથમાંથી બંગાળાપર શાસન કરવાની સત્તા કંપનીના હાથમાં આવી. વાન્સિટાર્ટે વિલાયત જતી વખતે મહારાજ નંદકુમાર વિરુદ્ધ એક તીવ્ર અભિપ્રાય લખી ગયો હતો. આ અભિપ્રાયનું ફળ એ થયું કે નંદકુમાર પ્રત્યે કલાઇવ તીખાશથી વર્તવા લાગ્યો. કલાઇવ આવશે એટલે નંદકુમાર નવાબનાં કુટુંબપર અધિકાર ચલાવશે એમ નંદકુમારે ધાર્યું હતું; પરંતુ તેની આશા જતી

રહી, તે જેમ જેમ કલાઇવની કૃપા મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેમ તેમ કૃપાને બદલે અકૃપા જણાવા લાગી.

એક વરસ પૂરૂં થતાં ન થતાં તો ઇ. સ. ૧૭૬૬ ની મેની ૮ મીએ જવાબ નાજિમ–ઉદ્–દોલા મરણ પામ્યો. એ વખતે મણિબેગમ કલાઇવની કૃપાપાત્ર થઇ હતી. આથી નાજિમના મરણ બાદ પણ મુબારક અથવા મીરાનના પુત્રને નવાબીપદ મળ્યું નહિ. મણિબેગમનાં તરફથી તેનોજ બીજો પુત્ર સૈફ–ઉદ્–દોલા બંગાળાનાં મસનદપર બિરાજમાન થયો. મણિબેગમપર તેનાં રક્ષણનો ભાર નાખવામાં આવ્યો. મહમ્મદ રેજાખાં, રાજા દુર્લભરામ અને જગતશેઠ જે પ્રમાણે રાજ્યકારભાર ચલાવતા હતા, તે મુજબ કારભાર ચલાવવા લાગ્યા. તે વખતે ૧૯ મી મેને રોજ ઇસ્ટ–ઇંડિઆ–કંપની સાથે નવા નવાબને તે એક બીજી સંધી થઇ. તે સંધિની રૂયે નવાબનું પેન્શન ઘટી ગયું. હવેથી ૪૧૧૬૧૩૧ રૂ. ૯ આના માત્ર પેન્શન ઠર્યું. એ પેન્શનમાંથી પણ ૧૭૭૮૫૫૪ રૂપીઆ ૧ આના નવાબનાં કુટુંબનાં ભરણપોષણ માટે ખરચવાના હતા અને ૨૪૦૭૨૭૭ રૂપીઆ ૮ આના નિઝામત વિભાગમાં ખરચવાની વ્યવસ્થા થઈ હતી.

આ બધી વ્યવસ્થા થયા બાદ ઇ. સ. ૧૭૬૭ માં કલાઇવ ફરીથી વિલાયત ગયો. ત્યારે કાઉન્સિલનો વડો મેમ્બર વેલ્રેસ્ટ બંગાળાનો ગવર્નર થયો. તે ફક્ત બે વરસ ગવર્નર પદપર રહ્યો. ઈ. સ. ૧૭૬૯ માં વેલ્રેસ્ટ વિલાયત ગયો એટલે કાર્ટિયર સાહેબ કાઉન્સિલના સભાપતિ અને ગવર્નર થયા. કાર્ટિયરને ગવર્નરનો ઓદ્દો મળ્યો તે જ સમયે સૈફ–ઉદ્–દોલા શીતળાના રોગથી મરણ પામ્યો. તે વખતે થોડા દિવસ મણિબેગમનો અધિકાર લુપ્ત થયો. બબ્બુ બેગમના પુત્ર

મુબારકને નવાબી મળી. મુબારક-ઉદ્-દૌલાની નવાબીમાં બંગાળા દેશ એક જબરા દુકાળથી ઉજ્જડ બની ગયો. એ રૂવાડાં ઉભાં કરે તેવા ભયંકર દુકાળમાં સરકારી રિપોર્ટમાં જાહેર કર્યા મુજબ બંગાળાની વસ્તીનો ત્રીજો ભાગ નાશ પામ્યો. એ દુકાળની સ્મૃતિ અત્યારે પણ હૃદય વિદારી નાખે તેવી ભયંકર જણાય છે. એ દુકાળમાં રેજાખાં બંગાળાનો અને સિતાબરાય પટણાનો ડેપ્યુટીનવાબ હતા. એક તરફ દારુણ દુકાળ અને બીજી બાજુએ મહેસુલ ઉઘરાવવાની ભયંકર તકેદારી! વધારેલા કર ભરવા માટે પ્રજાને ખોરાક માટે સંઘરી રાખેલું અનાજ પણ વેચી નાખવાની ફરજ પડી. આ તરફ રેજાખાં એ બધું અનાજ ખરીદી અનાજનો વેપાર કરવા લાગ્યો. પરિણામે ૧૭૭૦-૭૧ ની સાલમાં બંગાળા દુકાળના દાવાનળમાં સળગી ઉઠયું. આ દુકાળમાં બંગાળાનાં કેટલાં ગામ ઉજ્જડ થયાં, કેટલાંક શ્મશાન સમાન થઇ ગયાં, તેની ગણતરી થઇ શકે તેમ નહોતું. ઇસ્ટ ઇંડિઆ કંપનીની ટુંકી દૃષ્ટિને લીધે, કેટલાક સ્વાર્થી કારભારીઓનાં સ્વાર્થને લીધે આ દુકાળમાં બંગાળાનું સત્યાનાશ વળ્યું. ઇતિહાસનાં પાનામાં આ ઇતિહાસ હંમેશને માટે લોહીથી લખાયલો રહેશે.

ઇ. સ. ૧૭૭૨માં કાર્ટિયરે ગવર્નરપદ છોડી દીધું; વોરન હેસ્ટિંગ્સ ઓદ્ધાપર આવ્યો. અઢાર વર્ષની ઉમરે વખારના ગુમાસ્તા તરીકે ઇ. સ. ૧૭૫૦ માં હેસ્ટિંગ્સ આ દેશમાં આવ્યો હતો. પ્લાસીનાં યુદ્ધ પછી ઇ. સ. ૧૭૫૮ થી ૬૧ સૂધી તે મુર્શિદાબાદમાં રેસિડેંટ તરીકે રહ્યો હતો. ૧૭૬૪ માં હેસ્ટિંગ્સ વિલાયત ગયો. બાકીનું જીવન વિલાયતમાંજ ગાળવાની ઇચ્છા છતાં અદૃષ્ટ ચક્રે તેને પાછો હિંદમાં નાખ્યો. ઇ. સ. ૧૭૬૯ માં તે મદ્રાસની કાઉન્સિલનો બીજો અધ્યક્ષ

હિંદમાં આવ્યો ને ઈ. સ. ૧૭૭૨ માં બંગાળાનો ગવર્નર થયો. બંગાળાની અવ્યવસ્થાથી તે પૂરેપૂરો જાણીતો હતો. પ્લાસીનાં યુદ્ધ વખતજ ગરબડ વખતે કાસિમ બજારના આદિ સ્થાપક કાન્તબાબુની સહાયતાથી તે નાસી છૂટયો હતો. મીરજાફર સાથે મિત્રતા હોવાથી મણિબેગમ સાથે પણ તેને દૃઢ મિત્રતા બંધાઇ હતી.

હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર થયો કે તરત મણિબેગમનું નસીબ ઉઘડયું. હેસ્ટિંગ્સની કૃપાથી મણિબેગમ વળી નવાબની રક્ષક બની. મુબારક બબ્બુબેગમનો પુત્ર હતો, બબ્બુબેગમ જીવતી હતી, છતાં તેના પુત્રના વાલી તરીકે તેની શોકય મણિબેગમ નિમાઇ કયા કારણથી બબ્બુબેગમને બદલે મણિબેગમ વાલી તરીકે નિમાઇ, તે કારણ બહુ છૂપું છે.

ગવર્નર થયા પછી હેસ્ટિંગ્સે જોયું કે ઇસ્ટ ઇંડિઆ કંપની દેવાદાર બની છે; તે દેવું વાળવા માટે ડિરેક્ટર સભા તાકીદ કરવા લાગી છે. હેસ્ટિંગ્સ ખરચ ઘટાડવાનો અને આવક વધારવાનો પ્રયત્ન કરવા લાગ્યો ખરચ ઘટાડતી વખતે પ્રથમ તેની નજર નવાબનાં પેન્શનપર પડી. મુબારક-ઉદ્-દૌલાને નવાબી આપતી વખતે, ઇ. સ. ૧૭૭૦ ની ૨૧ મી માર્ચે નવી સંધિ થઇ હતી તેમાં નવાબનું પેન્શન ૩૧૮૧૯૯૧ રૂપીઆ ૯ આના ઠરાવ્યું હતું. ઇ. સ. ૧૭૭૨ માં હેસ્ટિંગ્સે તે પેન્શન અડધું કરી નાખ્યું. અર્થાત્ તે વખતે નવાબને વર્ષે સોળલાખ રૂપીઆ આપવાના ઠરાવ્યા. એક વખતે નવાબના નાયબ-નાજિમો-પ્રાદેશિક મહેસુલ ઉઘરાવનારા-જે મેળવતા તેટલીજ રકમ નવાબને હવેથી મળવા લાગી. હેસ્ટિંગ્સે રેવન્યુ ઑફિસ મુર્શિદાબાદથી ખસેડી કલકત્તા આણી. દુર્લભરામના પુત્ર રાજા રાજવલ્લભને